# પુરોવચન

દેહલકૃત 'અભિવન-ઊઝણું' એ વિક્રમના સોળમા સૈકામા રચાયેલુ જણાતું એક ગુજરાતી કાવ્ય છે. અભિમન્યુકથાવિષયક એ સૌથી જૂનુ ઉપલબ્ધ ગુજરાતી આખ્યાનકાવ્ય છે અને ભાષા, છંદોરચના તેમજ સાહિત્ય એ ત્રણે દૃષ્ટિએ, એ જુદી જુદી રીતે ધ્યાનપાત્ર છે. ડૉ. શિવલાલ જેસલપુરાએ પીએચ. ડી. માટેના પોતાના સંશોધનકાર્ય નિમિત્તે અભિમન્યુ-વિષયક અન્ય અનેક રચનાઓ સાથે દેહલના આ આખ્યાનનો પણ ઊંડો અભ્યાસ કરેલો છે, અને એથી તેમના તરફથી આ આખ્યાનનુ સુંદર સંપાદન મળે છે એ સવિશેષ આવકારપાત્ર છે.

વડોદરા યુનિવર્સિટીના પ્રાચ્ય વિદ્યામંદિરમાં સચવાયેલી અને સંવત ૧૬૮૦ માં લખાયેલી એકમાત્ર હસ્તપ્રત ઉપરથી આ કાવ્યનુ સંપાદન થયું છે. એક જ હસ્તપ્રત અને તે પણ કર્તાના જીવનકાળથી ઠીક ઠીક પછીના સમયની હોય તો તે ઉપરથી વાચના તૈયાર કરવાનુ કાર્ય સરળ નથી હોતું. પણ ડૉ. જેસલપુરાએ તે સફળતાપૂર્વક કર્યું છે અને મૂળ સાથે અણઘટતી છૂટ ક્યાય લીધી નથી પ્રસ્તાવનામા તેમણે 'અભિવન-ઊઝણું'માની અભિમન્યુકથાનો તુલનાત્મક અભ્યાસ રજૂ કર્યો છે; છંદો-રચના, કવિતા અને સમાજચિત્રણની દૃષ્ટિએ કૃતિની સમીક્ષા કરી છે તથા એનુ ભાષાશાસ્ત્રીય વિશ્લેષણ વિગતે કર્યું છે. અંતે આપેલો શબ્દકોશ જૂની ગુજરાતી ભાષાના શબ્દભંડોળના રૂપદૃષ્ટિએ તેમજ અર્થદૃષ્ટિએ થવા જોઈતા અભ્યાસને અનેક રીતે ઉપકારક છે

આ પ્રકાશન જૂની ગુજરાતીના તથા ભગિનીભાષાઓના જૂના સ્વરૂપના અભ્યાસીઓ અને વિદ્યાર્થીઓને ઉપયોગી થશે

પ્રાચ્ય વિદ્યામંદિર,
વડોદરા.
તા. ૧૫-૧૨-૬૧

ભોગીલાલ જ. સાંડેસરા

# નિવેદન

ઉત્તરા–અભિમન્યુની કથા ગુજરાતમાં ઘણી લોકપ્રિય છે. તેના વિશે ઈ. સ.ની પંદરમી સદીથી આખ્યાન, પ્રસંગકાવ્ય, ખંડકાવ્ય, લોકગીત, નાટક એવી વિવિધ પ્રકારની કૃતિઓ રચાતી આવી છે. આવી ઉપલબ્ધ કૃતિઓમાં દેહલકૃત ‘અભિવન–ઊઝણું’ સૌથી પ્રાચીન કૃતિ છે. એ કૃતિએ આ વિષયની પછીની કૃતિઓ ઉપર વ્યાપક અસર કરી છે. એ દૃષ્ટિએ તેમજ મધ્યકાલીન ગુજરાતી ભાષાના અભ્યાસની દૃષ્ટિએ તે મહત્ત્વની છે. તેની એકમાત્ર હસ્તપ્રત વડોદરા પ્રાચ્ય વિદ્યામંદિરમાં આવેલી છે. ‘ગુજરાતી સાહિત્યમાં અભિમન્યુની કથાનો વિકાસ’ એ વિષય પર પીએચ. ડી.નો મહાનિબંધ તૈયાર કરતી વખતે આ હસ્તપ્રતનો ઉપયોગ કરવાની મને તક મળી હતી. તે કામ પૂરું થતાં તે કૃતિનું સંપાદન તૈયાર કર્યું છે અને આ વિષયમાં પ્રાપ્ય તેટલી પ્રસિદ્ધ–અપ્રસિદ્ધ સામગ્રીને આધારે આ કથાના સ્વરૂપ વિશે પ્રસ્તાવનામાં ચર્ચા કરી છે. આશા છે કે આપણા કથાસાહિત્યના અભ્યાસમાં તે ઉપયોગી થઈ પડશે.

મારા આ કામને અંગે કેટલીક હસ્તપ્રતો અને માહિતીની જરૂર પડી હતી. આવી હસ્તપ્રતોમાંથી સંસ્કૃત अभिमन्यु–उपाख्यान ની હસ્તપ્રતની નકલ કરાવી મોકલવા બદલ વડોદરા પ્રાચ્ય વિદ્યામંદિરના નિવૃત્ત નિયામક શ્રી. ગોવિંદલાલ હ. ભટ્ટનો, દેહલકૃત ‘અભિવન ઊઝણું’ની હસ્તપ્રતનો ઉપયોગ કરવા દેવા બદલ એ સંસ્થાના હાલના નિયામક પ્રો. ડૉ ભોગીલાલ સાંડેસરાનો, નાકરના ‘અભિમન્યુ–આખ્યાન’ની હસ્તપ્રતમાંથી કરેલી નોંધો અને દેદકૃત ‘ઉત્તરાનું ઊઝણું’ની હસ્તપ્રત આપવા બદલ ડૉ મંજુલાલ ર. મજમુદારનો તેમજ હિન્દી ‘અભિમન્યુવધ’ની નકલ કાશી નાગરી પ્રચારિણી સભા પાસેથી મેળવી આપવા બદલ લાલભાઈ દલપતભાઈ ભારતીય સંસ્કૃતિ મંદિરના સંચાલક શ્રી. દલસુખભાઈ માલવણિયાનો આભારી છું.

અધ્યાપક મુ. શ્રી. કે. કા. શાસ્ત્રીએ આ આખું યે પુસ્તક વાંચી જઈને ઉપયોગી સૂચનો કર્યાં છે, તેમજ વડોદરાના મહારાજા સયાજીરાવ વિશ્વવિદ્યાલયના ગુજરાતી વિભાગના અધ્યક્ષ અને વિદ્વાન સંશોધક ડૉ. ભોગીલાલ સાંડેસરાએ સ્નેહપૂર્વક પુરોવચન લખી આપ્યો છે, તે બદલ તેમનો ખાસ ઋણી છું.

આ પુસ્તકના પ્રકાશન માટે મોટી રકમની સહાય આપવા બદલ ગુજરાત યુનિવર્સિટીનો પણ હું અંતઃકરણપૂર્વક આભાર માનું છું

અમદાવાદ,

તા. ૧૬–૩–૬૨ શિવલાલ જેસલપુરા

# મહત્ત્વના મુદ્રણદોષો

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૧ | ૧૪ | आश्चर्यरपा | आश्चर्यरूपा |
| ૨૩ | ૧૧ | विपुलसलीला | विपुलसलील |
| ૨૯ | ૨૭ | નામે | નામો |
| ૩૨ | ૪ | આખી પંક્તિ મથાળે જોઈએ. | |
| ૩૭ | ૧૧ | ...आपो ठाय. | . आपो ठाय." |
| ૩૮ | ૧૭ | हू जगू | हू जागू |
| ૪૩ | ૮ | ૬૦ | ૬૧ |
| ૬૭ | ૧૫ | महान | मूर्द्धनि |
| ૮૦ | ૨૧ | कोटी | कोटि |
| ૮૫ | ૧૨ | आमारक | आभीरक |

# કેટલાક અભિપ્રાયો

Dr Suniti Kumar Chatterji (Emeritus Professor of Comparative Philology, University of Calcutta, Chairman, Legislative Council, West Bengal)— "This appears to be an important old Gujarati poem, and its importance is indeed very great considering that its author lived about 1484 A D The linguistic and literary importance of the work unquestionably is very high, and from what I have seen of your edition it appears to have been very properly done I congratulate you on this very successful bit of research in Old Gujarati, and we all hope you will be able to bring more important contributions to the study of Gujarati and Indian Literature"

પ્રો ડોલરરાય માંકડ (દરબાર ગોપાળદાસ મહાવિદ્યાલય, અલિયાબાડા)—"તમારું સંપાદન ચોક્કસ દૃષ્ટિવાળું લાગે છે તમે ચર્ચેલી વાત મહત્ત્વની છે શબ્દકોશ ખૂબ ઉપયોગી નીવડે તેવો છે

શ્રી ગોવિંદલાલ હ ભટ્ટ (મુખ્ય સંપાદક 'રામાયણ', પ્રાચ્ય વિદ્યામંદિર, વડોદરા)—"તમે આ ગ્રન્થના સંપાદન માટે ઘણો પરિશ્રમ કર્યો છે, શાસ્ત્રીય પદ્ધતિ સ્વીકારી છે અને ભાષા અને સંસ્કૃતિ અંગેની ઉપયોગી હકીકત આપી છે

# પ્રસ્તાવના

ઉત્તરા અને અભિમન્યુની કથા ગુજરાતમાં એટલી બધી લોકપ્રિય અને કવિપ્રિય છે કે છેક ઈ. સ. ની પંદરમી સદીથી અત્યાર સુધીમાં અનેક કવિ-લેખકોએ એને આલેખતી, આખ્યાન, પ્રસંગકાવ્ય, ખંડકાવ્ય, લોકગીત, નાટક એમ વિવિધ પ્રકારની સંખ્યાબંધ કૃતિઓ રચી છે. તેમાંની કેટલીક કૃતિઓમાં આખી યે કથા સ્વતંત્ર રીતે નિરૂપાયેલી છે, તો કેટલીક કૃતિઓમાં તેમાંનો કેટલાક પ્રસંગો મળી આવે છે. આખી યે કથાને સ્વતંત્ર રીતે આલેખતી ઉપલબ્ધ ગુજરાતી કૃતિઓમાં કવિ દેહલનું 'અભિવન-ઊઝણું' સૌથી પ્રાચીન કૃતિ છે.

## ૧. પ્રતપરિચય અને સંપાદનપદ્ધતિ

તેની એકમાત્ર હસ્તપ્રત વડોદરાના પ્રાચ્ય વિદ્યામંદિરમાંથી મળી આવી છે. ત્યાંના ગ્રંથભંડારમાં તેનો ક્રમાંક ૬૦૫૯ છે. ૧૫ પત્રની એ પ્રતની લંબાઈ ૧૦ ઇંચ ૪ દોરા અને પહોળાઈ ૪॥ ઇંચ છે. એના દરેક પૃષ્ઠ ઉપર પડિમાત્રામાં ૧૩ લીટી લખેલી છે, માત્ર છઠ્ઠા અને છેલ્લા પૃષ્ઠ ઉપર ૧૪ લીટી તેમજ દસમા પૃષ્ઠ ઉપર ૧૨ લીટી લખેલી છે. અક્ષરો સુવાચ્ય અને કાળી શાહીથી લખેલા છે, પણ પંક્તિને અંતે આવેલા દંડ લાલ શાહીમાં છે. પ્રતના છેલ્લા પત્રને અંતે નીચે મુજબ પુષ્પિકા છે :

: इति अभिवन उझणु सपूर्ण। सवत् १६८० वर्षे वैशाष मासे शुक्लपक्षे प्रतिपदा तिथौ गुरौवासरे नूर्त[न] नगरे लिषित। बाई लषमां पठनार्थ ॥

લેખનભેદની દૃષ્ટિએ પ્રતમાં નીચેની વસ્તુઓ ધ્યાન ખેંચે છે.

(૧) હસ્તપ્રતમા ख ને સ્થાને ष લખવામાં આવ્યો છે. જેમ કે, मूरष, वषाण, लाष, વગેરે.

(૨) ज ને ઠેકાણે કોઈ સ્થળે य લખવામાં આવ્યો છે. ઉ. ત., आंणयो, पडयो, येणि, વગેરે.

(૩) લઘુપ્રયત્ન य નો પ્રયોગ કોઈ કોઈ સ્થળે થયો છે. ઉ. ત., ज्ञात्य, च्यार, करज्यो.

(૪) કોઈ કોઈ સ્થળે ण, न અને म ની પૂર્વના સ્વર ઉપર અનુસ્વાર મૂકવામાં આવ્યું છે. ઉ ત, जांन, मेहलांण.

(૫) ह નું ઉચ્ચારણ સ્વરસહિત જુદું મળે છે. ઉ. ત., तेहनि, माहरइ, तिहारि.

(૬) य શ્રુતિવાળા ભૂતકાળના રૂપોમા य પૂર્વે અકારનો લોપ થયો નથી કે મધ્યવર્તી इ લખવામા આવ્યો નથી ઉ ત, आवयो, दावया

(૭) श અને ष ને બદલે મોટે ભાગે स લખવામા આવ્યો છે જેમ કે, वेस, आसीस, श्वास, निसवास

(૮) લહિયાની બેપરવાઈથી કેટલેક સ્થળે અનુસ્વાર લખવાના રહી ગયા છે ઉ ત, बाधु (કડી ૩૩), मुहुडघघो (કડી ૨૩૨), જ્યારે કેટલેક સ્થળે જરૂર ન હોય ત્યા અનુસ્વાર લખવામા આવ્યા છે ઉ ત, लाधू (કડી ૩૩), दमू (કડી ૨૮૦)

(૯) જે શબ્દોને બેવડાવવાના હોય તેની પાછળ ૨ ની સખ્યા લખવામા આવી છે

(૧૦) જોડણીની અત ગના—ખાસ કરીને इ-ई તેમજ उ-ऊ ની બાબતમા—જોવા મળે છે

સપાદનમા સસ્કૃત તત્સમ શબ્દો સિવાયના શબ્દોમા ष નો ख કરી લેવામા આવ્યો છે ण, न, म ની પૂર્વના વર્ણ ઉપર લખવામા આવેલ અનુનાસિકબિંદુનો અસ્વીકાર કરવામા આવ્યો છે લઘુપ્રયત્ન य અને મહાપ્રાણ ह નો પ્રયોગ જાળવી રાખ્યો છે य નો ज (આજ્ઞાર્થ રૂપોમા ज्य) કરી લેવામા આવ્યો છે ૨ ની સખ્યા પહેલાના શબ્દને બેવડાવવામા આવ્યો છે ભૂતકાળના રૂપોમા य ને પૂર્વના અક્ષર સાથે જોડી દીધો છે, અથવા य પૂર્વે इ ઉમેરી લેવામા આવ્યો છે ह ના સ્વરસહિત જુદા ઉચ્ચારણને જાળવી રાખ્યું છે બાકીની જોડણી અને લેખનભેદ મૂળ પ્રમાણે રાખવામા આવેલ છે જે પાઠો સુધારવામા આવ્યા છે તે પાઠો મૂળ સ્વરૂપમા પાદટીપમા નોધવામા આવ્યા છે

આ ઉપરાત સપાદનમા અર્થરહિત પાઠોને સુધારી લેવામા આવ્યા છે, અર્થાનુસારી વિરામચિહ્નો મૂક્યા છે, કડીઓના ક્રમાક આપ્યા છે અને હસ્તપ્રતમા ઘસાઈ ગયેલા અક્ષરો કે શબ્દો મોટા કૌસમા ઉમેરી લીધા છે આ કૃતિની ભાષાની વિચારણા દરમિયાન આપણે જોઈશુ કે તેમા મધ્યકાલીન ગુજરાતીની ત્રીજી ભૂમિકા જોર કરી ગઈ છે, છતા બીજી ભૂમિકા સચવાયેલી છે સપાદનમા એ ભાષાને જાળવવાનો પ્રયત્ન કરવામા આવ્યો છે

## ૨. કવિપરિચય

સામાન્ય રીતે પ્રાચીન-મધ્યકાલીન કૃતિઓના કર્તાઓ તેમના નામ અને જીવન વિશેની માહિતી તેમની કૃતિઓમા ગૂથી દેતા 'અભિનવ ઊઝણુ'ની

૧ લી કડીમા દેહલ ભણઇ, ૩૩૮ મી કડીમા દેઅલ કવિજન ઉચરિ અને ૪૦૫ મી કડીમા દેઅલ કહિ એના ઉલ્લેખો છે. તે ઉપરથી આ કૃતિનો કવિ દેહલ હોવાનુ સહેજે સ્વીકારી શકાય તેમ છે. અત્યારે પણ 'દેસગ' એ નામ સૌરાષ્ટ્રમા પ્રચલિત છે.

મધ્યકાલીન કૃતિઓમા તેના રચનાસમયના ઉલ્લેખો જોવા મળે છે તેવો કોઈ ઉલ્લેખ આ કૃતિમા જોવા મળતો નથી હસ્તપ્રતની પુષ્પિકા ઉપરથી તે વિ. સં ૧૬૮૦ મા લખાયાનુ માલૂમ પડે છે. તે ઉપરથી આ કૃતિ આ સમય પહેલા રચાયાનુ નિશ્ચિત છે બીજી તરફથી હસ્તપ્રતમા મધ્યકાલીન ગુજરાતીની બીજી ભૂમિકા સચવાયેલી છે તે ઉપરથી દેહલ વિ સં ૧૫૫૦ (= ઈ સ ૧૪૯૪) લગભગ હયાત હોવાની શક્યતા છે

દેહલના જીવન વિશેની બીજી કોઈ માહિતી કે તેની બીજી કોઈ કૃતિ મળી આવતી નથી.

## ૩. 'અભિવન-ઊઝણું'ની અભિમન્યુકથા

અભિમન્યુની આ કથા સૌથી પ્રથમ મહાભારતમા જોવા મળે છે. તે ટૂંકમા આ પ્રમાણે છે.—

પૃથ્વી પરથી પાપનો ભાર ઉતારવા બ્રહ્માએ દેવોને અવતરવા આજ્ઞા કરી ત્યારે વર્ચા નામના સોમપુત્રે અર્જુનના પુત્ર અભિમન્યુરૂપે અવતાર લીધો. પણ એ વખતે સોમે દેવો પાસે કબૂલ કરાવી લીધુ હતુ કે, "એ સોળ વર્ષનો થશે ત્યારે એક સગ્રામ થશે નર તથા નારાયણ વિનાના એ યુદ્ધમા ચક્રવ્યૂહ રચીને શત્રુઓ તમારી સાથે લડશે ત્યારે મારો આ પુત્ર મહા-પરાક્રમ દાખવી ફરીથી મારા લોકમા ચાલ્યો આવશે"

દ્રૌપદી સાથે લગ્ન થયા પછી અર્જુનને બાર વર્ષનો વનવાસ સેવવો પડ્યો. તે દરમિયાન કૃષ્ણની સંમતિથી કૃષ્ણના બહેન સુભદ્રાનુ તેણે હરણ કર્યું. વખત જતા સુભદ્રાએ અભિમન્યુને જન્મ આપ્યો અર્જુને તેને અસ્ત્રશસ્ત્ર-વિદ્યામા પારગત કર્યો.

કૌરવો સાથે દ્યૂતમા હારીને પાડવોએ બાર વર્ષનો વનવાસ ભોગવ્યો. તેમા વર્ષનો અજ્ઞાતવાસ ભોગવવા તેઓ વિરાટરાજને ત્યા રહ્યા. તે વખતે કૌરવોએ પાડવોને શોધી કાઢવા વિરાટનગર પર ચઢાઈ કરી આ યુદ્ધમા અર્જુને વિરાટરાજને મદદ કરી તેના બદલામા અર્જુનને તેમણે પોતાની પુત્રી ઉત્તરાનુ પાણિગ્રહણ કરવાનુ જણાવ્યું. અજ્ઞાતવાસ દરમિયાન અર્જુને બૃહન્નલા-

વૈરો ઉત્તરને સંગીતનૃત્ય શીખવ્યા હતા તેથી શિષ્યાને પરણવાનું તેણે યોગ્ય ન માન્યું ને અભિમન્યુ સાથે ઉત્તરાના લગ્ન કરવા સૂચવ્યું

કૃષ્ણ, બલરામ, સુભદ્રા, યાદવો, યાદવ સ્ત્રીઓ, વગેરેની હાજરીમાં અભિમન્યુ-ઉત્તરાના લગ્ન ધામધૂમથી વિરાટનગરમાં થયાં કૃષ્ણે મોસાળું કર્યું વિરાટ રાજે અભિમન્યુને પહેરામણી આપી અને યુધિષ્ઠિરે બ્રાહ્મણોને દાન આપ્યું.

અભિમન્યુનું લગ્ન ઊજવીને પાંડવો દ્વારકા આવ્યા અને પોતાના અડધા રાજ્યની માગણી કૃષ્ણ મારફત કરી, પણ દુર્યોધન ન માન્યો કૃષ્ણની સલાહથી પાંડવો યુદ્ધ કરવા તૈયાર થયા

ધૃષ્ટદ્યુમ્નની સરદારી નીચે પાંડવસેના અને ભીષ્મની સરદારી નીચે કૌરવ-સેના કુરુક્ષેત્રની રણભૂમિ પર ખડી થઈ પાંડવસેનામાં અભિમન્યુ મોખરે હતો મહાભારતના દસે દિવસના યુદ્ધમાં તે બહાદુરીપૂર્વક લડ્યો

દસમા દિવસને અંતે ભીષ્મ પડ્યા અગિયારમે દિવસે દુર્યોધને દ્રોણને સેનાપતિ નીમ્યા અને યુધિષ્ઠિરને પકડવામાં આવે તો ફરીથી તેમને દ્યૂતમાં હરાવી પાંડવોને વનમાં કાઢી મુકાય એવો આશય જણાવ્યો દ્રોણાચાર્યે ઘોર યુદ્ધ કર્યું પણ અર્જુનના સામનાથી યુધિષ્ઠિર ન પકડાયા

દ્રોણાચાર્યે આ અનુભવ પછી કહ્યું કે "અર્જુન સંગ્રામમાંથી દૂર થાય તો જ યુધિષ્ઠિર પકડાય' તરત જ સંશપ્તકોએ અર્જુનને દક્ષિણ દિશામાં યુદ્ધ કરવા આવાહન આપ્યું યુદ્ધના આવાહનને પાછું ન ઠેલી શકાય એવું વ્રત હોવાથી અર્જુન કૃષ્ણ સાથે સંશપ્તકો સામે યુદ્ધ કરવા ગયો

અર્જુનની ગેરહાજરીનો લાભ લઈને યુદ્ધને બારમે દિવસે દ્રોણાચાર્યે ચક્રવ્યૂહ રચ્યો તેમાં આરાઓને સ્થાને રાતા રંગની ધજાવાળા રથ અને રાતા વસ્ત્રધારી રાજકુમારો હતા તેમની આગળ દુર્યોધનપુત્ર લક્ષ્મણ હતો સેનાના મધ્ય ભાગમાં દુર્યોધન હતો તેની આજુબાજુ કર્ણ, દુઃશાસન અને જયદ્રથ હતા જયદ્રથની બાજુમાં અશ્વત્થામા, શકુનિ, શલ્ય અને ભૂરિશ્રવા હતા

યુધિષ્ઠિરને લાગ્યું કે આ વ્યૂહ અન્યથી ભેદી શકાશે નહિ, એટલે તેમણે અભિમન્યુને કહ્યું કે, "ચક્રવ્યૂહને કેમ ભેદવો એ શ્રીકૃષ્ણ, અર્જુન, પ્રદ્યુમ્ન અને તારા સિવાય કોઈ જાણતું નથી અર્થમ વસ્તુ હાજર નથી, માટે તું આ વ્યૂહને ભેદ"

અભિમન્યુએ કહ્યું "ચક્રવ્યૂહમાં કઈ રીતે પ્રવેશ કરવો તે મને મારા પિતાએ શીખવ્યું છે, પણ નિર્ગમ શીખવ્યો નથી તેથી આપત્તિ આવી મ... હું બહાર નીકળી શકું નહિ

યુધિષ્ઠિરે તેના રક્ષણનુ અને ભીમે સપૂર્ણ મદદનુ વચન આપતા અભિમન્યુ વ્યૂહ ભેદવા તૈયાર થયો

દ્રોણ વગેરે કૌરવયોદ્ધાઓના સામના કરતા અભિમન્યુએ ચક્રવ્યૂહનો પ્રવેશમાર્ગ ખુલ્લો કરી દીધો એથી આનદ પામીને યુધિષ્ઠિર, ભીમ, નકુલ, સહદેવ વગેરે પોતાની સેનાઓ સાથે તેમા પ્રવેશવા ગયા પણ જયદ્રથે શકર પાસેથી મેળવેલા 'અર્જુન સિવાયના ચાર પાડવોને એક દિવસ હું યુદ્ધમા આગળ વધતા રોકી શકીશ એવા વરદાનને પ્રતાપે તેમને અટકાવ્યા

વ્યૂહમા અભિમન્યુએ શલ્યના નાના ભાઈ અને દુર્યોધનપુત્રને માર્યા, દ્રોણ, અશ્વત્થામા, કૃપાચાર્ય, કર્ણ, વગેરે કૌરવયોદ્ધાઓને પાછા હઠાવ્યા તેમજ કૌરવસેનાનો કચ્ચરઘાણ વાળી નાખ્યો

અભિમન્યુને મહાત નહિ કરી શકાય એમ લાગવાથી શકુનિની સૂચનાથી દ્રોણ, કૃપાચાર્ય, કર્ણ અશ્વત્થામા, બૃહદ્બલ અને કૃતવર્મા એ ૭ યોદ્ધાઓએ યુદ્ધની નીતિ વિરુદ્ધ એક સાથે અભિમન્યુ ઉપર હુમલો કર્યો અને તેના ધનુષને કાપી નાખ્યુ તથા તેના રથના અશ્વને મારી નખ્યા એટલે અભિમન્યુએ ઢાલ અને તલવાર હાથમા લીધા દ્રોણે એક બાણ મારીને તેની તલવાર તોડી નાખી કર્ણે તેની ઢાલ ભાગી નખી ત્યારે અભિમન્યુ ચક્ર લઈને દ્રોણ સામે દોડયો તેના પણ ટુકડા કરી નાખવામા આવ્યા ચક્ર જતા અભિમન્યુએ ગદા લીધી દુ શાસનના પુત્ર સાથે ગદાયુદ્ધ જામ્યુ ગદાના સામસામા પ્રહારથી બન્ને મૂર્છા પામીને ધરણી પર ઢળી પડયા દુ શાસનનો પુત્ર મૂર્છામાથી વહેલો ઊઠ્યો ને ઊઠતા વેત તેણે અભિમન્યુના મસ્તક પર ગદા ફટકારી એ પ્રહારથી અભિમન્યુ મૃત્યુ પામ્યો

અભિમન્યુના મૃત્યુના સમાચાર સાભળી પાડવો શોકમા ડૂબી ગયા દિવસ આથમતા સશપ્તકોનો સહાર કરીને અર્જુન કૃષ્ણ સાથે આવી પહોંચ્યો પુત્રના મૃત્યુથી અર્જુન ઘણો દુખી થયો ને વિલાપ કરવા લાગ્યો યુધિષ્ઠિરે અભિમન્યુ કેવી રીતે મૃત્યુ પામ્યો હતો તે કહી સભળાવ્યુ તે સાભળીને અર્જુને પ્રતિજ્ઞા લીધી કે, "આવતી કાલે સૂર્યાસ્ત પહેલા જયદ્રથને ન મારુ તો આ પૃથ્વીના પાપ મારે શિરે પડે જો સૂર્યાસ્ત પહેલા જયદ્રથને ન મારુ તો અગ્નિપ્રવેશ કરીને હુ મરીશ "

અર્જુનની પ્રતિજ્ઞાની વાત સાભળીને જયદ્રથ ગભરાયો દ્રોણ અને દુર્યોધને તેને આશ્વાસન આપી તેના રક્ષણ માટે ચક્રશકટવ્યૂહ રચ્યો

બીજે દિવસે સવારે અર્જુને પોતાની પ્રતિજ્ઞા પાર પાડવા દ્રોણ સાથે રણનો પ્રારંભ કર્યો. આખો દિવસ ઘોર યુદ્ધ ચાલ્યું. કૌરવ મહારથીઓનો પરાજય કરતો અર્જુન સાંજ પડતાં જયદ્રથની નજદીક આવી પહોંચ્યો. અર્જુનની પ્રતિજ્ઞાને નિષ્ફળ બનાવવા સૂર્યાસ્તની રાહ જોતા કૌરવ યોદ્ધાઓ ખૂનખાર જંગ ખેલવા લાગ્યા.

એમ કરતાં સૂર્યાસ્ત થવા આવ્યો. ત્યારે જયદ્રથને મારવામાં અર્જુન કદાચ નિષ્ફળ જાય એવી શંકા પડતાં કૃષ્ણે અર્જુનને કહ્યું "હું એક એવો યોગ કરીશ કે સૂર્યાસ્ત થયો છે એમ માત્ર જયદ્રથ દેખશે, એટલે તે પોતાની જાતને છુપાવશે નહિ. તે વખતે તું એને મારજે. સૂર્ય ખરેખરો અસ્ત થયો છે તો એને કેમ મરાય, એવો વિચાર તું કરીશ નહિ." પછી કૃષ્ણે સૂર્યાસ્ત કર્યો. તેથી આનંદ પામીને જયદ્રથ ઊંચું માથું કરી આકાશ તરફ જોવા લાગ્યો. તે વખતે કૃષ્ણે અર્જુનને કહ્યું "ધનંજય! જયદ્રથનું મસ્તક ઉડાવી દે, પણ એ મસ્તક એવી રીતે ઉડાવજે કે સમન્તપંચકની નજદીક તપ કરતા એના પિતા વૃદ્ધક્ષત્રના ખોળામાં જઈ પડે. મસ્તક પૃથ્વી પર પડશે તો તારા મસ્તકના સો ટુકડા થશે." કૃષ્ણની સૂચના મુજબ અર્જુને જયદ્રથનું માથું ઉડાવી દીધું. અર્જુનની પ્રતિજ્ઞા પૂરી થતાં કૃષ્ણે સૂર્ય ઉપરનું આવરણ દૂર કર્યું.

જયદ્રથનો વધ થતાં પાંડવો હર્ષમાં આવી ગયા ને અભિમન્યુના મૃત્યુનું દુઃખ વીસરી ગયા.

અભિમન્યુ મૃત્યુ પામ્યો ત્યારે ઉત્તરા ગર્ભવતી હતી. ઉત્તરાને પરીક્ષિત નામનો પુત્ર જન્મ્યો. તેણે ભારતવર્ષને [illegible]

દેહલના 'અભિવન-ઊઝણું'માં મહાભારતની અભિમન્યુકથા કરતાં અનેક ફેરફાર અને ઉમેરા જોવા મળે છે. તેમાં મહત્ત્વના ઉમેરા નીચે પ્રમાણે છે:

(૧) તપનો મહિમા, કૃષ્ણની કપટનીતિ અને પરકાયાપ્રવેશ જેવા [illegible]વાળી ચમત્કારયુક્ત અભિમન્યુપૂર્વજન્મકથા (કડી ૧-૩૪)

(૨) જોશી પાસે અભિમન્યુની જન્મોત્રી કરાવી તેનું ભવિષ્ય જોવરાવ્યાનો પ્રસંગ (કડી ૩૭)

(૩) નારદે અભિમન્યુને વનમાં રમવાને બહાને લઈ જઈ, સિંહને સોંપી, મારી નાખવાનો કૃષ્ણનો નિષ્ફળ પ્રયત્ન (કડી ૪૩-૪૭)

(૪) ઉત્તરા અને અભિમન્યુના લગ્નની કંકોત્રીઓ દેશદેશના રાજાઓ ઉપર અને સ્વર્ગમાં અર્જુને બાણ વડે મોકલ્યાની ચમત્કારી વિગત (કડી ૫૨-૫૩)

(૫) લગ્ન પહેલાં ઉત્તરા અને અભિમન્યુને વાગફરતી મળી, એકબીજાનાં અશુભ સામુદ્રિક લક્ષણો વર્ણવી, એ બંને ન પરણે તે માટે તેમને ભરમાવવાની કૃષ્ણે કરેલી યુક્તિ. (કડી ૫૪–૫૭)

(૬) અભિમન્યુની જાનમાં આવીને ભીમે વિગટગજની પાકશાળામા મચાવેલો ઉત્પાત અને ખાલી પાત્રો કૃષ્ણની કૃપાથી ભરાઈ ગયાનો ચમત્કારી પ્રસગ. (કડી ૬૬–૭૬)

(૭) સાસુએ વરખેડું લઈને અભિમન્યુનું સ્વાગત કરવા જવાની તેમજ અભિમન્યુને પોખવાની લગ્નવિધિ (કડી ૭૯–૮૦)

(૮) ઉત્તરા–અભિમન્યુ પરણતી વખતે એકબીજાનું મો જોઈ ન શકે તે માટે કૃષ્ણે એ બંનેની આખો દૂખવ્યાનો પ્રસંગ. (કડી ૮૦–૮૧)

(૯) અર્જુન જાલધરને મારવા જતા તેની ગેરહાજરીનો લાભ લઈ દુર્યોધન ત્રણ દિવસમા ચક્રવ્યૂહ ભેદવાનુ યુધિષ્ઠિરને કહેવરાવે છે. ત્યારે યુધિષ્ઠિર સભા ભરીને ચક્રવ્યૂહ ભેદવાનુ બીડું ફેરવાવે છે, પણ કોઈ એ ઉપાડતું નથી. ભીમ, સહદેવ, નકુલ અને ઘટોત્કચને પૂછવામા આવતા તેઓ પણ પોતાને તેનું જ્ઞાન નહિ હોવાનું જણાવે છે. બધા મુંઝાય છે તેવામા અભિમન્યુ આવે છે કોઈ આવકાર આપતુ નથી તેથી તે ગુસ્સે થાય છે, પણ પછીથી પાંડવો શોકમા ડૂબેલા હોવાનું તેના ધ્યાનમા આવતા યુધિષ્ઠિરને તેનું કારણ પૂછે છે યુધિષ્ઠિરે વિમાસણ રજૂ કરતા, માતાના ગર્ભમા પોતે હતો ત્યારે મામાએ તેમા પ્રવેશ કરતા શીખવ્યુ હોવાનુ, પણ બહાર નીકળવાનો ઉપાય શીખવ્યો નહિ હોવાનુ કહી, તેમજ ચક્રવ્યૂહનો પહેલો ગઢ પાષાણનો, બીજો લોઢાનો, ત્રીજો તાંબાનો, ચોથો સીસાનો, પાચમો કલાઈનો, છઠ્ઠો સોનાનો અને સાતમો રૂપાનો હોવાનુ વર્ણવી, વ્યૂહ ભેદવાનુ બીડુ તે ઝડપે છે—એ પ્રસગ (કડી ૯૧–૧૦૬)

(૧૦) અભિમન્યુએ બીડુ ઝડપ્યાની વાત સાભળતા સુભદ્રા પાડવસભામા આવી યુધિષ્ઠિરને ઠપકો આપે છે અને કલ્પાંત કરતી કરતી પુત્રને યુદ્ધમા ન જવાનુ સમજાવે છે પણ અભિમન્યુ બાલપરાક્રમનો મહિમા વર્ણવતા દૃષ્ટાંતો આપી યુદ્ધમા જવાની મક્કમતા દર્શાવે છે—એ પ્રસગ (કડી ૧૧૨–૧૫૩)

(૧૧) યુધિષ્ઠિર સહદેવને અભિમન્યુનું ભાવિ પૂછી ઉત્તરાને વિરાટનગરથી તેડાવવાનું ભીમને જણાવે છે, અને ભીમ ઉત્તરાને વહેલામા વહેલી તકે તેડી લાવવાની ખાતરી આપનાર રબારીને આ કામ સોપે છે, તે પ્રસંગ (કડી ૧૫૪–૧૬૯)

(૧૨) એ જ રાત્રિએ ઉત્તરાને દુઃસ્વપ્ન આવે છે અને તેથી પોતાનું સૌભાગ્ય નષ્ટ થવાની આશંકા તે રજૂ કરે છે, તે પ્રસંગ. ( કડી ૧૬૯–૧૮૧ )

(૧૩) આવા અમંગલ ભાવિ માટે ઉત્તરા પૂર્વજન્મમાં પોતે કરેલાં કર્મનો દોષ કાઢી પાંચ પૂર્વભવ વર્ણવે છે, એ પ્રસંગ. ( કડી ૧૮૫–૧૮૯ )

(૧૪) સાંઢણી લઈને રબારી વિરાટનગર આવે છે તેમજ રાતે ને ગતે ઉત્તરાને સાસરે વળાવવામાં આવે છે. સાસરવાસાની તૈયારી કરતાં દાશીને ઘેરથી જરિયાન સાડીને બદલે કાળી કોરવાળાં ચીર નીકળે છે. આ અપશુકન થતાં ઉત્તરા નિઃશ્વાસ મૂકે છે. શણગાર સજી, માતાની આશિષ લઈ, ઉત્તરા રબારી સાથે રવાના થાય છે ત્યારે માર્ગમાં તેને બીજાં અપશુકન થાય છે, એ પ્રસંગ. ( કડી ૧૯૭–૩૧૯ )

(૧૫) અડધો પંથ કાપ્યા પછી ઘેર ભુલાયેલો ત્રણ લાખનો કૂપો લેવા ઉત્તરા રબારીને વિરાટનગર મોકલે છે, તે પ્રસંગ. ( કડી ૩૨૧–૩૩૩ )

(૧૬) અભિમન્યુ રણમાં વિદાય લે છે ત્યારે કુન્તી તેને રાખડી બાંધે છે, તે પ્રસંગ. ( કડી ૩૩૯–૩૪૨ )

(૧૭) રણક્ષેત્ર પર જતા અભિમન્યુ અને ઉત્તરાનું મિલન થતાં અભિમન્યુએ ઉત્તરાને આપેલ ઋતુદાનનો પ્રસંગ. ( કડી ૩૪૪–૩૪૯ )

(૧૮) સુભદ્રાના સૂચનથી અભિમન્યુના રથના અશ્વની લગામ પકડીને તેને યુદ્ધમાં જતો રોકવાનો ઉત્તરાનો પ્રયાસ. ( કડી ૩૫૯–૩૬૧ )

(૧૯) કુન્તાની રાખડી હશે ત્યાં સુધી ભાણેજ યુદ્ધમાં મરવાનો નથી એવી ખાતરી હોવાથી કૃષ્ણે એ તોડાવ્યાનો પ્રસંગ. ( કડી ૩૭૪ )

(૨૦) ચક્રવ્યૂહના છ કોઠા દરમિયાન અભિમન્યુ મરાતો નથી તેથી કૃષ્ણે ઉંદરનું રૂપ લઈ તેના ધનુષની પણછ કાપી નાખે છે, ધનુષનો છેડો તેના કંઠમાં પેસી જાય છે, અભિમન્યુ ઘવાઈને ભૂમિ પર પડે છે અને જયદ્રથ તલવાર વડે તેનો શિરચ્છેદ કરે છે, એ પ્રસંગ. ( કડી ૩૯૦–૩૯૨ )

(૨૧) અર્જુને જયદ્રથવધની પ્રતિજ્ઞા પૂરી કર્યા પછી કૃષ્ણ તેને સ્વર્ગમાં લઈ જઈ અભિમન્યુને સોગઠે રમતો બતાવે છે અને અભિમન્યુ 'તૂં આવિયો અનેક જ વાર, ઈ એક જ વાર તાહરિ યા અવતરિઉ' એવા શબ્દોથી સંસારની અસારતાનું ભાન કરાવે છે, એ પ્રસંગ. ( કડી ૪૦૧–૪૦૨ )

આ ઉપરથી લાગે છે કે દેહલની આ કૃતિની અભિમન્યુકથા મહાભારતની અભિમન્યુકથા કરતાં જુદા જ પ્રકારની છે. એકંદરે તે કરુણ કથા છે. કરુણાનો ઉદ્ભવ મુખ્યત્વે ઉત્તરાના પાત્રમાંથી થાય છે; જ્યારે મહાભારતની અભિમન્યુકથા એકંદરે વીરતાનો સંદેશ આપી જાય છે. ઉપરના ઉમેરાઓથી

દેહલની કૃતિ કૃષ્ણ કર્તાહર્તા હોવાની છાપ પાડી એ યુગમા વ્યાપક કૃષ્ણભક્તિની ભાવનાને પણ પોષે છે કૃષ્ણે ઉપર રહીને ભાણેજનો વધ કેમ થવા દીધો તેના કારણો તેમાની અભિમન્યુપૂર્વજન્મકથા આપે છે અને કૃષ્ણના ચરિત્રને નિષ્કલક રાખે છે આ ઉપરાત દેહલની આ કૃતિમા કર્મફળ, જ્યોતિષ, સામુદ્રિકશાસ્ત્ર, સ્વપ્ન, અપશુકન, મ ત્ર ત ત્રના પ્રભાવ, પૂર્વજન્મ, પરકાયાપ્રવેશ અને જન્મજન્માતરના પ્રેમને લગતી માન્યતાઓનો ઉપયોગ થયો છે, ચમત્કારો ઉમેરાયા છે અને સમકાલીન લોકાચારનુ ચિત્ર રજૂ થયુ છે તેને પરિણામે એ સામાન્ય જનસમાજની રુચિને અનુકૂળ મનોરજક કૃતિ બની છે

દેહલની કૃતિમા મળી આવતા આ ઉમેરા જે સસ્કૃત કૃતિઓમા અભિમન્યુવિષયક માહિતી મળે છે એ પુરાણો (રચનાસમય ઈ સ પૂર્વે ચોથા સૈકાથી ઈ સ ના દસમા સૈકા સુધીનો)[૧], ભાસરચિત 'પચરાત્ર' અને 'દૂતઘટોત્કચ' (રચનાસમય ઈ સ પૂર્વે પાચમા સૈકા પછીનો અને ઈ સ ના છઠ્ઠા સૈકા પહેલાનો)[૨], ક્ષેમેન્દ્રરચિત 'ભારતમજરી (ઈ સ નો અગિયારમો સૈ'), સોમદેવરચિત 'કથાસરિત્સાગર (ઈ સ નો અગિયારમો સૈકો), માધવકવિકૃત 'ધનજયવિજય' (ઈ સ નો ચૌદમો સૈકો) તેમજ જૈન કવિઓ દેવપ્રભસૂરિ, શુભવર્ધનગણિ અને દેવવિજયગણિએ રચેલા 'પાડવચરિત' (રચનાસમય અનુક્રમે ઈ સ ૧૪૮૦, ઈ સ નો ૧૬ મો સૈકો અને ઈ સ ૧૬૦૪)મા મળી આવતા નથી માત્ર 'કથાસરિત્સાગર'ના આઠમા લબકના પાચમા તરગમા દાનવ સૂર્યપ્રભ અને વિદ્યાધરોના રાજા શ્રુતવર્માના સૈન્ય વચ્ચે થયેલા યુદ્ધનુ વર્ણન છે તેમા જણાવવામા આવ્યુ છે કે "અભિમન્યુએ હિરણ્યાક્ષ નામના વીર ગધર્વને મારી નાખ્યો તથા સુનેત્રે અભિમન્યુ તથા હરિભદ્રને મારી નાખ્યા પછી પ્રભાસે સુનેત્રનુ મસ્તક કાપીને તેને મારી નાખ્યો આ આખુ યે યુદ્ધવર્ણન વાચતા અભિમન્યુ દાનવપક્ષે લડ્યો હોવાનુ સ્પષ્ટ થાય છે આ અભિમન્યુ મહાભારતના કે પાડવવશમા થઈ ગયેલા અભિમન્યુ કરતા જુદા છે, છતા અભિમન્યુ અસુર હોવાની કલ્પના આમાથી જ મળી હોય તો નવાઈ નહી શુભવર્ધનગણિ અને દેવવિજયગણિના

૧ જુઓ 'The Purana Index' Vol I, II by Prof Ramachandra Dikshitar નો ઉપોદ્ઘાત

૨ જુઓ 'Sukthanker Memorial Edition' Vol II મા 'The Bhasa Riddle A Proposed Solution' અને અધ્યા કે કા શાસ્ત્રીના 'ભાસનાટકચક્ર' ગ્રથ ૧ ની પ્રસ્તાવના

'પાંડવચરિત'માં દુઃશાસનના પુત્રની ગદાને પ્રહાર થતાં મૂર્છાવશ થઈ પડેલા અભિમન્યુનું મસ્તક જયદ્રથે છેદી નાખ્યાનો ઉલ્લેખ છે

વડોદરાના પ્રાચ્ય વિદ્યામંદિરના હસ્તલિખિત ગ્રંથસંગ્રહમાં ગોઈ અજ્ઞાત કવિએ સંસ્કૃતમાં રચેલું अभिमन्यु-उपाख्यान મળી આવે છે ત્યાંના ગ્રંથસંગ્રહમાં એનો ક્રમાંક ૧૦૭૮ છે, તેની પત્રસંખ્યા ૬૮ની છે, તેમાં ક્રમાંક ૪૦ થી ૪૪ના પત્ર ખૂટે છે, દરેક પત્ર ઉપર ૧૦ કે ૧૧ લીટી લખેલી છે આ કૃતિ હજુ અપ્રગટ છે અને તેની માત્ર એક જ હસ્તપ્રત મળે છે હસ્તપ્રત બાસો વર્ષ જૂની હોય એમ લાગે છે તેના પ્રથમ પૃષ્ઠ ઉપર अथ चक्रव्यूहनी कथा छे अध्याय २० छ એવું લખેલું છે તે મુજબ આ કૃતિ ૨૦ અધ્યાયમાં વહેંચાયેલી છે દરેક અધ્યાયને અંતે અધ્યાયના નામ આપેલા છે તે નીચે પ્રમાણે છે

(૧) जयलोचनप्रश्न (२) अयलोचनवध (३) विवाहारम्भ (४) अभिमन्यूद्वाह कृष्णवाक्य (५) अभिमन्युविराटमोह (६) અધ્યાયનું નામ આપેલું નથી (७) धर्मचिन्ता—अभिमन्युवाक्य (८) उत्तराशोके रजनराजागमन (९) उत्तरानयन (१०) उत्तरासयोग (११) અક્ષરો ખૂટે છે (૧૨) પૃષ્ઠ ૪૦થી ૪૪ ખૂટે છે તેથી અધ્યાયનું નામ મળતું નથી (१३) अभिमन्युवध (१४) अर्जुनविलाप (१५) અક્ષરો ખૂટે છે कौरवचिंता હોવાનું સંભવે છે (१६) जयद्रथविजय (१७) जयद्रथवध (१८) द्रोणवध (१९) कुरुक्षय (२०) भारतसमुच्चय

આખું યે ઉપાખ્યાન અનુષ્ટુપ શ્લોકમાં લખાયેલું છે અને તેની શ્લોક-સંખ્યા આશરે ૧૦૦૦ની છે ઉપાખ્યાનની શરૂઆત નીચે પ્રમાણે થાય છે

श्री गणेशाय नम

श्रीगणेश शिवदुर्गा दिवानाथ जनार्दनम ।
सनकादीमुनीद्राश्च नत्वा वक्षे कथानकम ॥ १
कृपया धवलशस्य सारस्वत्या प्रसादत ।
मुकुन्दस्य च कृपया कुर्वेऽह भारताश्रयम ॥ २
शिवमस्तु ममात्रापि शिव वक्तु सदा भवेत् ।
श्रोतु शिव सदा भूयात्सर्वथा तु शिव भव ॥ ३

અંતે

सवत् १९०१० ना वर्षे शाके १७७५ प्रवर्तमाने अषाढ मासे शुक्लपक्षे ६ दिने वार मगल लिखितम० । दवे वैकुंठराम रेवाशकर स्वपठनार्थम् ॥

એવી પુષ્પિકા છે

પુષ્પિકા કૃતિના રચનારનું નહિ પણ લખનારનુ નામ સૂચવે છે કૃતિના રચનાર કે રચનાસમય વિશે પ્રતમાથી કશી માહિતી પ્રત્યક્ષ રીતે મળતી નથી

દેહલની કૃતિના ઉપર જણાવેલા ઘણાખરા ઉમેગ અભિમન્યુ-ઉપાખ્યાન મા મળી આવે છે આવા સમાન પ્રસગો **પરિશિષ્ટ ૧** મા આપ્યા છે

તે ઉપરથી પ્રથમ દૃષ્ટિએ દેહલે પોતાની કૃતિ રચવામા ઉપાખ્યાન નો ઉપયોગ કર્યાનુ લાગે છે

બીજી તરફથી દેહલની જેમ [1]નાકર, તાપીદાસ અને [2]તુલજાગમના 'અભિમન્યુ-આખ્યાનો' (રચનાસવત અનુક્રમે ૧૫૭૨ થી ૧૬૧૪ દરમિયાન, ૧૭૦૮ અને ૧૮૪૩ ની આસપાસ) માના પ્રસગવર્ણનો સાથે ઉપાખ્યાન ના કેટલાય પ્રસગવર્ણનો—કોઈ કોઈ સ્થળે તો અક્ષરશ—મળતા આવે છે તેમાના થોડાક ઉદાહરણો નીચે આપ્યા છે

(૧)

श्रूयता राजशार्दूल! कथयामि यथाश्रुतम् ।
आश्चर्यरूपा सा पेटि मयेन कारिता च सा ॥ १
द्विसप्तति च कोष्ठा च तेषु स्थापित देवता ।

(अध्याय २)

સુણો સ્વામી! તમો મહારાજ! મહારે તમશુ મોટુ કાજ
વર આપો મુન્હે શ્રીમહાદેવ, પેટી ઘડી આપો તતખેવ
બોહોતેર કોઠા, જડિત જ જડી, એહવી પેટી આપો ઘડી

(નાકર—'અભિમન્યુ-આખ્યાન')

---

૧ નાકરનુ આખ્યાન હજુ અપ્રગટ છે

૨ આ કવિના આખ્યાનનો કેટલોક ભાગ દલપતરામસપાદિત 'સગ્રારી કાવ્યદોહન' મા 'કોઠાયુદ્ધ' એ શીર્ષકથી પ્રગટ થયેલો છે આખી કૃતિ હજુ અપ્રગટ છે તેની અધિકૃત વાચના મે મારા મહાનિબધમા આપી છે કવિનુ નામ લજારામ નહિ પણ તુલજારામ છે એ હકીકત પણ મે મારા મહાનિબધમા પુરવાર કરી છે

(२)

एकदा नगराभ्यासे काचित्स्त्री गोमये रता ।
तत्सुतं ताडयामास यदृच्छया दैत्यमुवाच सा ॥ २३
"कस्मान्मे ताडितो बालः अप्रलोचन ते बलम् ।
हिंस्या त्वं पितृहन्तारं कृष्ण सो त्वां हनिष्यति ॥" २४
तच्छ्रुत्वा वचनं क्रुद्धः मातुः पार्श्वमुपेयिवान् ।
"मातर्मे संशयो जातो हतो केनैव मे पिता ॥" २५

( अध्याय १ )

નાહનાં બાળકમાં જઈ રમે, અહિલોચન તે સહુને દમે. ૨૧
નિત્યે રાવ કરાવે તાંહાં, મારે સહુને રમતમાંહા,
એક બાળકને માર્યો જ્યમ, તેહની માતાએ દીઠો ત્યમ. ૨૨
બોલી અહિલોચનશું વાણ, "પાપી! જો એવડો છે પાણ,
તાહરા પિતાનો મારણ હરિ, એહવો છે તો વેર લેની ફરી." ૨૩
દુઃખ પામી આવ્યો મા કને, "સાચું કહેજે મા! પૂછું તુંને;
માહરા પિતાનો મારણહાર, કોણ હવો તે કહે નિરધાર." ૨૪

( તાપીદાસકૃત 'અભિમન્યુ-આખ્યાન':
સં. ડૉ. મંજુલાલ મજમુદાર—કડવું ૧ )

(૩)

तस्मिन् वसति दितिजाः दानवा देवदुःखदाः ।
कदाचिन्नारदस्तत्र समायातो यदृच्छया ॥ १०
न सन्मानं कृतं दैत्यैः महाबलमदोत्कटैः ।
कुपितो मुनि दैत्येयान् दास्यन् शापमिदं जगौ ॥ ११
"अथाष्टमे दिने कृष्णो सर्वान् दैत्यान् हनिष्यति" ।
इत्येवमुक्त्वा गतवान् दैत्यास्ते भयविह्वलाः ॥ १२

× ×

नारदस्तु गतस्तूर्णं द्वारकां कृष्णसन्निधौ ॥ १३
नमस्कृत्य परमानाथं हरिणा स नमस्कृतः ।
पृच्छत्तु हरिणा योगि कस्मादागमनं वद ॥ १४

नारद उवाच—

“सर्वं जानासि भगवन् तथा च प्रादाम्यहम् ।
रणवियं रणं पृथ्व्यो वसन्ति तत्र दानवाः ॥ १५
अवन्तिकान् काशीनो कान्ति माया तथैव च ।
नगरी दितिजानां चेच्छन्ति द्वारामतीं पुरीम् ॥ १६
प्रभो नाशय दैत्येयान् यथेष्ट फलमिच्छसि ।

(अध्याय १)

એક વાર નારદમુનિ જેહ દાંનવપુરીયે આવ્યા તેહ. ૭
નારદ વિસમે પાંમ્યા ઘણું દીઠે રાજ્ય અસુરાંતણું.
આગલ જઈને ઉભા રહા; સત્ય બોલ દાનવને કહાઃ
“આજ થકી દિન આઠ જયેહ કંસનિકંદન આવસે તેહ.” ૧૦

કહી શીખ નારદ ચાલીયા, વેગે ગઢ મથુરાં આવીયા. ૧૩
કેહે કૃષ્ણઃ “અમ સરખું કાજ? ઘણે દિવસે પધારા આજ.”
“ચૌદ લોકના નાથ જ તમો, તો તમને સું કહીયે અમો?
કાશી, કાંચી, વારાણસી, ગંગા, યમુના ને સરસ્વતી,
સુધી વૈકુંઠપુરી છે જેહ, દાંનવે રૂધી છે તેહ.
સ્વામી! અજાણ્યા કા થઈ ફરો? દાનવ ફેડી દ્વારકા કરો.” ૧૮

(તુલજારામકૃત ‘અભિમન્યુ-આખ્યાન’: કડવું ૧)

આ ઉપરથી ઉપાખ્યાન ગુજરાતી આખ્યાનો ઉપરથી તો નહિ રચાયું હોય એવી શંકા ઉદ્‌ભવે છે.

આમાંના બીજા અનુમાનનો વિરોધ એ રીતે કરી શકાય તેમ છે કે, મધ્યકાલમાં સંસ્કૃત કથાઓ ગુજરાતીમાં સારરૂપે ઉતારવામાં આવી છે તે રીતે ઉપાખ્યાન માં વિસ્તારથી નિરૂપવામાં આવેલા પ્રસંગો આ કૃતિઓમાં સંક્ષિપ્ત રૂપે નિરૂપાયેલા છે, તેમજ અત્યાર સુધીમાં કોઈ સંસ્કૃત કૃતિ ગુજરાતી ઉપરથી રચાઈ નથી, તો ઉપાખ્યાન આ આખ્યાનો ઉપરથી રચાયું હોય એ કેમ સંભવે?

પણ આટલા ઉપરથી જ ઉપાખ્યાનની પુરોગામિતાને સ્વીકારી લેવી એ બરાબર નથી. ઉપાખ્યાનના કેટલાક વિસ્તૃત પ્રસંગો ગુજરાતી આખ્યાનોમાં સંક્ષિપ્ત રૂપે આવેલા છે, તેમ આખ્યાનોમાં વિસ્તૃત સ્વરૂપે નિરૂપાયેલા કેટલાય પ્રસંગોનો સંક્ષેપ ઉપાખ્યાન માં થયેલો છે.

બીજા અનુમાનના વિરોધનું જે બીજું કારણ ઉપર જણાવ્યું છે તેનો જવાબ આપી શકાય તેવાં દૃષ્ટાન્તો અત્યારે મોજૂદ નથી, તો પણ એ એક જ કારણથી ઉપાખ્યાનને ગુજરાતી આખ્યાનોનું પુરોગામી માનવું એ ઉચિત નથી. ઉપાખ્યાન માં છંદના નિયમ જળવાયા નથી. તેમાંના સંસ્કૃતમાં પ્રવાહિતા કે સ્વાભાવિક્તા નથી. તેમાં વ્યાકરણની, સમાસની અને સંધિની સંખ્યાબંધ ભૂલો છે. ગુજરાતી કહેવતો, રૂઢિપ્રયોગો અને વાક્યરચનાને તેમાં કૃત્રિમ સંસ્કૃતમાં ઉતારેલ છે. ઉ. ત., गुडेन मृत्युमाप्नोति विश (? प) तस्य कथ च न (અધ્યાય ૨–શ્લોક ૪૮. ગુજરાતી કહેવત: 'ગોળે મરે તેને ઝેર ન દેવાય.'), रक्स्यैर गृहे रत्न (અ. ૪–૧૭. ગુજરાતી રૂઢિપ્રયોગ: 'રાંકને ઘેર રતન.'), को कस्य नास्ति (અ. ૧૫–૨૨. ગુજરાતી વાક્યપ્રયોગ: 'કોઈ કોઈનું નથી.'), मानय त्वं वचो मेऽद्य (અ. ૧૫–૪૯. ગુજરાતી વાક્યપ્રયોગ: 'મારું કહ્યું માની જા.'). તાળું (तालकशृंखले—અ. ૨–૩૬), વર (वरोऽर्जुनस्य तनयः—અ. ૪–૧૭), ચપટું (चिपटां नासिकां नारीं राक्षसी परिकथ्यते—અ. ૪–૩૫) સાંઠી (षोडशशतसंख्याना शांटीनां मद्गृहे नृप—અ. ૮–૩૦), ફૂડ (कूडेन नाशितो बालः—અ. ૧૪–૨૬), જેવા ગુજરાતી લાક્ષણિકતા ધરાવના સંખ્યાબંધ શબ્દોનો પ્રયોગ તેમાં થયેલો છે.

આવાં કારણોને લીધે ઉપાખ્યાન ગુજરાતી આખ્યાનોની અનુકૃતિરૂપે સંસ્કૃતનું અધકચરું જ્ઞાન ધરાવનાર કોઈ ગુજરાતી શાસ્ત્રીપુરાણીએ રચ્યું હોય તે વધારે સંભવિત લાગે છે. એટલું જ નહિ પણ ઉપાખ્યાન કાર તુલજારામના 'અભિમન્યુ આખ્યાન'થી પણ પરિચિત હોવાનો સંભવ છે, કેમ કે ઉપર જોયું તેમ બંનેના આરંભ મળતા આવે છે. બીજું, સુભદ્રા અભિમન્યુને યુદ્ધમાં જતો રોકે છે ત્યારે તુલજારામના 'અભિમન્યુ-આખ્યાન' માં અભિમન્યુ તેનો જવાબ નીચેના સામાન્ય વિધાન દ્વારા આપે છે:—

ન મુએ ચાકર, ન મુએ ચોર, ન મુએ ઘન વરસંતે મોર;
ન મુએ જેહેને પુત્રી ઘેર ઘણી, ન મુએ બે ગોરીનો ધણી;
ન મુએ નિરધન ને ધનવંત, ન મુએ ગજા રાજ્ય કરંત;
ન મુએ જેહેને સુખ નહિ ઘેર, ન મુએ જેહેને માથે વેર;
ન મુએ જેહનો ગયો જવાસ, ન મુએ રુઠયો પડિયો ગ્રાસ;
ન મુએ એક મણિધર સાપ, મુખે મુએ જેહેને માથે બાપ:
સુખે મુએ જોગી અવધૂત, સુખે મુએ રાજાનો પૂત;
સુખે મુએ ગૃહમાહા સિંધી, સુખે મુએ બાળક જેહને ચિંતા નહીં;
આજે પેર નથી અર્જુન, સુખે ક્યાંહાંથી મુએ અભેવંન રે?

(કડવું ૯)

આ હકીકત કોઈ ગુજરાતી આખ્યાનકૃતિમા મળતી નથી માત્ર ઉપાખ્યાન મા સુભદ્રાની ઉક્તિરૂપે આવેલી છે

सुप्त किं कातर पुत्र' मानोगुदयतो भग्रान् ।
बहुचिन्ता समायुक्त ग्थ शेते सुखेन स ? ॥ १३
न शते गणिका पुत्र' परद्रव्यापहारिणी ।
चौरो न श्ते मयूरो वर्षति जलदे सुत ! ॥ १४
बहुरणसमायुक्तो शेते न कर्हिचित् ।
बहवो कन्यका यस्य न शेते बहुनरिण ॥ १५
सग्रामनिरतो तात' न शते सु(श)र एव स ।
राजपुत्रोऽसि किं सुप्तश्चि तार्ता नितरस्तत्र ॥ १६
सुखेन शेते योगी दरि मध्ये च पन्नग ।
गिरिदर्या च पचास्य चिन्तावर्जितमाऽक ॥ १७

(अध्याय ७)

જો ઉપાખ્યાન આખ્યાનોનુ પુરોગામી હોત તો કોઈ ગુજરાતી કવિએ જરૂર આના સુદર રસબીજને અપનાવ્યુ હોત

ઉપાખ્યાન મા મગલાચરણની પક્તિઓમા ધવલેશ એટલે ધોળેશ્વર મહાદેવ અને સાબ્રમતી નો ઉલ્લેખ છે તે ઉપરથી ઉપાખ્યાનકાર અમદાવાદની કે અમદાવાદ સાથે સબધ ધરાવતી વ્યક્તિ લાગે છે તુલજારામ અમદાવાદનો રહીશ હતો અને તેનુ આખ્યાન સ ૧૮૪૩ આસપાસ ત્યા જ રચાયેલુ છે ઉપાખ્યાનની હસ્તપ્રત સો વર્ષ પણ જૂની નથી આ હકીકત પણ ઉપરની સભાવનાને સાચી માનવાને પ્રેરે એવી છે

અને એ રીતે દેહલે ઉપાખ્યાન નો ઉપયોગ કર્યો હોય એ સભવિત નથી

ગુજરાતની નજીક આવેલા રાજસ્થાન અને ઉત્તર પ્રદેશ જેવા હિદી ભાષી પ્રદેશમા, મહારાષ્ટ્રમા તેમજ કન્નડતામીલભાષી પ્રદેશમા પ્રચલિત અભિમન્યુકથામા પણ દેહલના આ ઉમેરો મળી આવતા નથી મરાઠીમા અભિમન્યુવિષયક જે સાહિત્ય છે તેમા આ કથાને સ્વતત્ર રીતે આલેખતી એક કૃતિ મળી આવતી નથી મધ્યકાળમા મહાભારતના પર્વોને શ્રીધર (पाडवप्रताप), મુક્તેશ્વર (विराटपव) મોરો પત (द्रोणपव) વામન પડિત (विराटपर्व) અને નરહરિએ (द्रोणपव) મરાઠીમા સારરૂપે ઉતાર્યા છે ઉપરાત મરાઠીમા રચાયેલુ એક લોકગીત[1] મહારાષ્ટ્રમા પ્રચલિત છે તેમાથી મુક્તેશ્વર

૧ પ્રસિદ્ધ ચિત્રશાળા પ્રેસ પૂનાપ્રકાશિત 'स्त्रीयाच गाण मा अभिमन्यूचे गाणें એ શીર્ષકથી

અને વામન પંડિતનાં વિરાટપર્વ માં ઉત્તરા-અભિમન્યુનાં લગ્નના વર્ણનમાં સ્થાનિક રિવાજોનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. અભિમન્યૂચેં ગાણેં અને પાંડવપ્રતાપમાં ચક્રવ્યૂહના યુદ્ધમાં લડતાં લડતાં દુઃશાસનના પુત્રની ગદાના પ્રહારથી મૂર્છાવશ થયેલ અભિમન્યુને જયદ્રથે પગની લાત માર્યાનું વર્ણન છે[1], અને અર્જુન સંશપ્તકોને હરાવીને પાછો આવે છે ત્યારે જયદ્રથે કરેલા આ અપમાનની વાત કરી તેનો બદલો લેવાનું કહી અભિમન્યુને પ્રાણ તજતો દર્શાવ્યો છે.[2] ઉપરાંત પાંડવપ્રતાપ માં જયદ્રથવધની પ્રતિજ્ઞા સમયસર પૂરી ન થઈ શકવાને કારણે અર્જુનને અગ્નિમાં પ્રવેશવાની તૈયારી કરતો બતાવ્યો છે. આવા નજીવા ફેરફાર બાદ કરતાં એકંદરે મરાઠીમાં નિરૂપાયેલી અભિમન્યુકથા મહાભારતની અભિમન્યુકથાનો સંક્ષેપ છે.

કન્નડ ભાષામાં મહાભારતના સારાનુવાદ થયેલા છે. તે ઉપરાંત મહાભારતના યુદ્ધમાં અભિમન્યુએ દાખવેલ પરાક્રમનું વર્ણન કરતાં યક્ષગાન

---

१. गदा-आघातें अति जर्जर काय, समूर्छा धरणि पडे देह ।
जयद्रथ तेव्हां धाउनि ये सत्वर, लताप्रहार करिताहे ॥
अभिमन्यूचें गाणें—कडी ८

मूर्छा सांवरोनी दौःशासनी । वेगें आला गदा घेउनी ।
विकल सौभद्र पडला रणी । त्याचे मस्तकी घातली ॥
तेणें चूर्ण झालें शिर । पडला पडला पार्थकुमार ।
तो आकाशवाणी . वदे उत्तर । धर्मयुद्ध नव्हे हें ॥
सकळ दळभार एक वटला । भोंवता पहावया पाळा पडला ।
त्यांत जयद्रथें हाणीतला । अभिमन्यु लातेनें ॥
पांडवप्रताप—अध्याय ४५

२. बोल अभिमन्यु झाला वृत्तांत, दौःशासने गदाघात ।
केला ते दुःख न चि वाटे मनांत, जयद्रथानें दिली लात ॥
अभिमन्यूचें गाणें—कडी १२

मी पडिलो घोर रणीं । याचा खेद मज ,नाहीं ।
मी निश्चेष्टित पडिलो एथें । मज लताप्रहार केला जयद्रथें ।
तेणें सर्वांग तिडकडे । माझें कांहीं न चाले चि ॥
पाण्डवप्रताप—अध्याय ,४५

સ્વતંત્ર રીતે રચાયાં છે. પરંતુ એ બધાંમાં આવેલી અભિમન્યુકથા મહાભારતને અનુસરે છે.[3]

તામીલમાં નિરૂપાયેલ આ કથામાં કેટલાક નજીવા ફેરફાર જોવા મળે છે. જેમ કે, લગ્ન વખતે અભિમન્યુની ઉંમર ઓગણીસ વર્ષની હોવાનું તેમજ ચક્રવ્યૂહને બદલે પદ્મવ્યૂહ ભેદવા જતાં અભિમન્યુ મૃત્યુ પામ્યો હોવાનું તેમાં વર્ણન છે. આ ભાષાની 'અભિધાન ચિંતામણિ' (સંપાદક : એ. સિંગારલેલુ મુદલિયાર)માં અભિમન્યુને જયદ્રથે માર્યાનું જણાવ્યું છે. પણ બીજી બધી રીતે આ ભાષામાં નિરૂપાયેલ અભિમન્યુકથા સંસ્કૃત મહાભારતને અનુસરે છે.[4]

અભિમન્યુવિષયક કોઈ હિંદી કૃતિમાં પણ દેહલના ઉમેરાવાળી કથા મળી આવતી નથી. તેમાં અપવાદરૂપ માત્ર એક કૃતિ છે અને તે अभिमन्यु-वध. તેની હસ્તપ્રત કાશી નાગરી પ્રચારિણી સભાના હસ્તલિખિત ગ્રંથસંગ્રહમાંથી ૩૭૬/૨૭૫ ની મળી આવી છે. ૧૬ પત્રની આ કૃતિ અધૂરી છે, તેમજ હસ્તપ્રતમાંથી કૃતિના રચનાર કે રચનાસમય વિશે કશી માહિતી મળતી નથી. દેહલની કૃતિમાં આવેલી અભિમન્યુપૂર્વજન્મકથા તેમજ ચક્રવ્યૂહ ભેદવાનું કૌરવો તરફથી આવાહન આવતાં યુધિષ્ઠિર સભા ભરીને ભીમ, સહદેવ અને નકુલને તેનો ઉપાય પૂછે છે અને અભિમન્યુ સભામા આવીને વ્યૂહ ભેદવાનું બીડું ઝડપે છે એ પ્રસંગ તેમાં થોડા વિગતભેદે જોવા મળે છે. આ ઉપરાત ચક્રવ્યૂહના ૨૧ કોઠાની કલ્પના તેમાં આવેલી છે.[5] (જુઓ પરિશિષ્ટ ૨) પણ ભાષાસ્વરૂપ ઉપરથી આ કૃતિ ઈ. સ. ૧૮ મી સદીની હોવાનું નિશ્ચિત છે. વળી આ કથાંશવાળી અન્ય કોઈ કૃતિ હિંદીમાં મળતી નથી. એટલે દેહલને તેમાંથી કોઈ મદદ મળી હોવાની શકયતા નથી.

---

૩ બેંગલોરના કન્નડ સાહિત્ય પરિષદવાળા શ્રી. ડી. એલ. નૃસિંહાચાર, એમ. એ. તથા મહિસૂરની ઓરિયેન્ટલ રિસર્ચ ઇન્સ્ટિટ્યૂટના ડાયરેકટરે આપેલી માહિતી અનુસાર.

૪ મદુરાની અમેરિકન કૉલેજના અધ્યાપક વૈ. અ. દેવેન્દ્રે આપેલી માહિતી અનુસાર.

૫ ગુજરાતી આખ્યાનકૃતિઓમા સાત કોઠાની કલ્પના આવેલી છે. આપણે ત્યાં સાત બ્રહ્માંડની માન્યતા છે તેનો તેમાં ઉપયોગ થયો હોય એવો સંભવ છે. અભિમન્યુના અસાધારણ પરાક્રમનું સૂચન પણ એ કરે છે તેનો વિસ્તાર થઈને સાત સ્વર્લોક, સાત ભૂર્લોક અને સાત પાતાળલોક ઉપરથી આ ૨૧ કોઠાની કલ્પના આવી હોય એમ લાગે છે.

૨

આ રીતે દેહલે કરેલા ઉમેરાવાળી કે તેને મળતી અભિમન્યુકથાની પરંપરા સંસ્કૃતમાં કે ગુજરાત નજીકના કોઈ પ્રદેશમાં હોવાનું જાણવા મળતું નથી. ત્યારે પ્રશ્ન એ થાય છે કે કોઈ પ્રાચીન પરંપરા વિના જ દેહલે આવા પ્રકારની કથાનું સર્જન કર્યું હશે?

ગુજરાતીમાં અભિમન્યુવિષયક જે લોકસાહિત્ય છે તેમાં આ કથાના કેટલાક અંશો મળે છે. જેમ કે, ગુજરાતમાં અભિમન્યુનો જે રાસડો પ્રચલિત છે તેમાં દૈત્યાંશવાળી આ અભિમન્યુપૂર્વજન્મકથા થોડા ફેરફાર સાથે મળે છે.[1] ગુજરાતમાં અભિમન્યુવિષયક જે પરજિયા કે રાજિયા પ્રચલિત છે તેમાં ઉત્તરાને આણું આવવાની રાત્રે આવેલાં દુઃસ્વપ્ન અને તેને સાસરવાસો કરતાં નડેલાં અપશુકનોનું વર્ણન છે.[2] કુન્તાએ અભિમન્યુને બાંધેલી રાખડીનો પ્રસંગ લોકગીતરૂપે ગુજરાતના સ્ત્રીવર્ગમાં જાણીતો છે. શક્ય છે કે આ બધા કથાંશો દેહલના સમયમાં પ્રચલિત હોય અને—દેવદાનવના વેર, પૂર્વજન્મ, પરકાયાપ્રવેશ, કર્મફળ, સ્વપ્ન, તપનો મહિમા, જન્મજન્માંતરનો પ્રેમ, ઇત્યાદિને લગતી માન્યતાવાળા રૂઢ કથાંશો આપણે ત્યાં પરંપરાથી ઊતરી આવેલા પણ છે—તે ઉપરથી તેણે પોતાની કૃતિની રચના કરી હોય.

દેહલના 'અભિવન–ઊઝણું' પછી અભિમન્યુવિષયક રચાયેલી કૃતિઓમાં કવિ દેદકૃત 'ઉત્તરાનું ઊઝણું' (રચ્યાસંવત આશરે ૧૬૫૦ : અપ્રગટ), નાકર, તાપીદાસ, પ્રેમાનંદ અને તુલજારામનાં 'અભિમન્યુ–આખ્યાનો' (રચ્યાસંવત અનુક્રમે ૧૫૭૨ થી ૧૬૧૪ના ગાળામાં, ૧૭૦૮, ૧૭૨૭ અને

---

૧ 'અભિમન્યુના રાસડા' માટે જુઓ "તાપીદાસકૃત 'અભિમન્યુ–આખ્યાન' (સંપાદક : ડૉ. મંજુલાલ ર. મજમૂદાર)નું પરિશિષ્ટ.

૨ જુઓ :—

(૧) " પહેલેરા પહોરનાં શમણાં રે લાધ્યાં:
આ રે શમણામાં કોરાં કાંકણ નંદાં: "
" એ રે શમણાં દીકરી આળપંપાળ, તાહારાં શમણાં પડો સુકે લાકડે રે. "

*　　　　*

ઉત્તરાને દાદે મરડિયા જગાડચા, ચુડલા કાઢે કાંઈ રૂડલા રે:
સારા સારા કાઢે, નંદાયલા નીસરે, દાદે મરડિયો લીધો મારવા રે:
" ઓ માહારા દાદા! શીદને મારો છો? ઉત્તરાના કર્મનો વાક રે!"
(ઉપરની કૃતિમાં 'અભિમન્યુનો રાસડો')

૧૮૪૩ આસપાસ; પહેલું અને છેલ્લું અપ્રગટ. બાકીનાં બે પ્રગટ) તેમજ વ્યાસ રેવાશંકર જેશંકર તથા વ્યાસ વલ્લભરામ સૂરજરામના 'અભિમન્યુના ચકાવા' (રચ્યાસમય ઈ. સ ની ૧૯ મી સદીનો ઉત્તરાર્ધ; બંને પ્રગટ) મુખ્ય છે. તેમા દેહલની આ કૃતિની જેટલીક અસર દેખાય છે. ઉ. ત.,

(૧) કૃષ્ણને મારવા માટે અહિલોચન (પૂર્વજન્મનો અભિમન્યુ) વિશ્વકર્મા પાસે વજ્રપંજર કે વજ્રપેટી ઘડાવે છે તેનું નાકર, દેદ, તુલજારામ અને રેવાશંકરે કરેલું વર્ણન દેહલે કરેલા આ વિષયના વર્ણન (કડી ૧૦-૧૧) સાથે મળતું આવે છેઃ

બોહોતેર કોઠા જડિત્ર જ જડી, એહની પેટી આપો ઘડી.
પછે વિશ્વકર્માએ પેટી ઘડી, સવાભાર લોઢે તાં જડી.
ત્યાહા અનેક ભેદ કીધા છે સંચ, વિશાલ વિચિત્ર કીધા પ્રપંચ.
કોઠાયુકત્ય કરી અજોડ, દ્વાર મોટું સુખ કીધું વિશેખ.

---

" ઓય રે બાવા! ધડુકીઓ અપાડીલો મેઘ,
દૈત્યનાં દળ જોને ઊમટચાંઃ
ઓય રે બાવા! ઊંચી મેડી રે આસમાન,
ત્યાં રે ઢળાવો બાઈનો ઢોલિયોઃ
ઓય રે બાવા! શરદપૂનમકેરી રાત,
શમણાં લાગ્યા રે રાણી ઓતરા :
ઓય રે દીકરી! સ્વપ્નું છે આળપંપાળ, સ્વપ્નું પડજો રે સૂકે લાકડે."

*                    *

ઓય રે ડોસીડા રે! હાટ ઉઘેડ, ઓતરાને ચૂંદડીઓ વહોરવીઃ
ઓય રે એની ચૂંદડીઓ રોળાઈ રોળાઈ જાય,
કાળાં કાશમીયા આવે બાઈના હાથમા.
(ઉપરની કૃતિમાં 'અભિમન્યુનો પરજિયો')

(૨) ઓતરાની માડી, જાઓ સોનીડાની દુકાન,
સૂતેલો તે સોનીડો જગાડિયો.
સોનીડા અબ ઉઘાડ, ઘરેણાં લાવ ભારે મૂલનાં.
કાઢે કાઢે પીળાં ચળ, સોનું કાઢે ને પિત્તળ નીપજે.
વધેતાના લખિયા લેખ, કરમે કાળા રે ઓતરા, નીપજ્યા.

*                    *

ભાઈ ચૂડગર, અબ ઉઘેડચ, ચૂડલા લાવ્ય ભારે મૂલના.
કાઢે કાઢે ગતા ચોળ, ગતા કાઢે ને કાળા નીપજે
વધેતા લખિયા રે લેખ, કરમે કાળા રે ઓતરા, નીપજ્યા.
(શ્રી. પુષ્કર ચંદરવાકરસંપાદિત 'નવો હલકો'મા 'અભિમન્યુનો રાજિયો')

જડિત્ર ઘૂઘરી દીસે રંગ, મન હરખ્યા દાનવનો તંન.
(નાકરકૃત 'અભિમન્યુ-આખ્યાન'—કડવું ૪)

* *

સપ્ત ધાતની પેઈ ઘડી, બાસઠ લાખ કૂદડી જડી;
ત્રિસઠ લાખ ચુક તે સાર, જોતાં દીસિ રૂપ અપાર. ૭૭
નવગ્રહના તે કીધા નિવાસ, પહિલુ પિસિ તે પામિ વિણાસ;
નવગ્રહ ઠામે રેહી જડયા, પેઈમૂખ સનિશ્ચર પડયા ૭૮
(દેહકૃત 'ઉત્તરાનું ઉઝણું')

* *

ચોસઠ ક્રોડ તો ચૂંક શ્રીકાર, જેનાં રૂપ દીસે અપાર;
પેટી ઘડી તે નામૂં કરે, "પેહેલો પેસે તે નિશ્ચે મરે"
આઠે ગ્રહ આઠ ઠામે પડયા, શનિવાર પેઈને મુખ ચઢયા.
(તુલજારામકૃત 'અભિમન્યુ-આખ્યાન'—કડવું ૩)

* *

અપાર યુક્તિ નીરખી એમા, વર્ણવી ન જાય એહ;
પેસે નવ નીકળવા પામે, કારીગર કરનાર,
બ્રહ્માદિક સૌ લપટાયે, અન્યનરો શો ભાર?
અષ્ટ ગ્રહો આઠે ખૂણ નીરખ્યા, શનિ પેટીમુખ માંહ્ય;
પેઠો પ્રથમ શકે નીસરી ના, ભંગ ના થાયે ક્યાય.
(રેવાશંકરકૃત 'અભિમન્યુનો ચકરાવો'—અધ્યાય ૧)

(૨) અહિયોચનને છેતરીને મારવા માટે કૃષ્ણ દાનવોના ગુરુ તરીકે બ્રાહ્મણરૂપ લે છે તેનું વર્ણન નાકર, દેહ અને તુલજારામ આપે છે, તે દેહલે કરેલા વર્ણન (કડી ૧૪-૧૫) સાથે મળતું આવે છે.

ગગાયમુના કર વીંટી હાથ, તે ધોતી પેહેરી જગનાથ,
વૃદ્ધ વિવસ્તા ગલિત લોચન, હાથપાગ સૂકું છે તન,
આનાપાછા ડગલા ભરે, મન ટાઢોની ચિંતા નવિ ધરે.
(નાકરકૃત 'અ. આ.'—કડવું ૫)

* *

એવુ સુપમરૂપ ધરીનિ જાઇ, સ્વામી મનસૂ કરિ ઉપાઇ;
ગગાયમનાની વેટિ હાથિ, તન ધોતીઆ પહિના જગનાથ ૯૧
ખલિ જનોઈ કરિ ટીપણુ, બ્રહ્મણરૂપ ધરૂ અતિવર્ણુ,
મોનાર નનસૂ કરિ વચાન, ચાલા જાઇ વનિ મઝારિ ૯૨
(દેદ્કૃત 'ઉ. ઊ ')

ગગાયમુનાપવિત્રી હાથે, ધોતિયુ પહેર્યું યદુનાથે,
ખભે જનોઈ ને કર ટીપણુ, બ્રાહ્મણવેશ લીધો અતિઘણુ,
ખભે તૂબડી ને કર લાકડી, કામોકામ પડે આખડી,
હણુએ હણુએ ડગના ભરે, હસતા ગાલે ખાડા પડે
( તુલજારામકૃત 'અ આ '—કડવુ ૪)

(૩) અભિમન્યુ ચક્રવ્યૂહને ભેદવા તૈયાર થાય છે ત્યારે ઉત્તરાને વિરાટનગરથી વહેલામા વહેલી તકે તેડી લાવવા માટે ચાર રબારીઓને બોલાવવામા આવે છે આ પ્રસગ દેહલની જેમ નાકર, દેદ, તાપીદાસ, પ્રેમાનદ, તુલજારામ, રેવાશકર અને વલ્લભરામ આપે છે તેમા દેહલની જેમ તુલજારામ, રેવાશકર અને વલ્લભરામ રબારીના નામ ગજો, કાજો, રૂપો અને રત્નો આપે છે, દેદ રૂડો, રતનો, કાજો અને ગજો આપે છે નાકર રૂપો, રત્નો અને ગજો એમ ત્રણ રબારીના નામ આવે છે

(૪) આણુ આવવાની રાત્રે ઉત્તરાને દુસ્વપ્ન આવે છે તેનુ વર્ણન દેહલ કડી ૧૬૯ થી ૧૮૧ મા આપે છે દેહલની જેમ નાકર (તેના આખ્યાનના ૧૭ મા કડવામા), દેદ ( કડી ૪૭૮ થી ૪૮૦મા), તાપીદાસ (૧૨ મા કડવામા), પ્રેમાનદ (૨૭ મા કડવામા), તુલજારામ (૩૧ મા કડવામા), રેવાશકર (તેના ચક્રાવાના ૯ મા અધ્યાયમા ) અને વલ્લભરામ ( ૬ થી ૯ કડવામા ) આ પ્રસગ વર્ણવે છે તેમાની વિગત ખૂબ જ મળતી આવે છે

(૫) રણમા પ્રયાણ કરતા અભિમન્યુને કુન્તી રાખડી બાધે છે અને આ રાખડી હશે ત્યા સુધી ભાણેજ યુદ્ધમા મરવાનો નથી એમ માનીને કૃષ્ણ મહેપુ મારીને તે તોડાવી નાખે છે આ પ્રસગ દેહલ અનુક્રમે કડી ૩૪૧–૩૪૨ મા અને ૩૭૩–૩૭૪ મા વર્ણવે છે દેદલની જેમ થોડા વિગતભેદે આ પ્રસગ નાકર (તેના આખ્યાનના ૧૫ મા કડવામા), તાપીદાસ (૧૪ મા અને ૧૬ મા કડવામા), પ્રેમાનદ (૩૧ મા કડવામા) અને વ્યાસ વલ્લભરામ (૨૫, ૨૮ અને ૨૯ મા કડવામા) આપે છે.

(૬) દેહલે ચક્રવ્યૂહને સાત કોઠા તેના પહેલો ગઢ પાષાણનો, બીજો લોઢાનો, ત્રીજો તાંબાનો, ચોથો સીસાનો, પાંચમો કલાઈનો, છઠ્ઠો સોનાનો અને સાતમો રૂપાનો બનેલા હોવાની કલ્પના કરી છે (કડી ૧૦૫) નાકર, દેદ, તુનજાગમ, વૈશાખ અને વલ્લભનામની કૃતિઓના આ કલ્પના લગભગ જેમની તેમ જોવા મળે છે

(૭) ચક્રવ્યૂહના યુદ્ધમા અભિમન્યુને મનાવવા કૃષ્ણ ઉંદરનુ રૂપ લઈને તેના ધનુષની પણછ કાપ્યાનો પ્રસંગ દેહલ કડી ૩૯૦–૩૯૧ મા વર્ણવે છે આ પ્રસંગ તુનજાગમના આખ્યાનના ૫૩–૫૪ મા કડવામા અને પ્રેમાનંદના આખ્યાનના ૪૮–૪૯ મા કડવામા થોડાક ફેરફાર સાથે જોવા મળે છે

આ ઉપરાંત દેહલે તેની કૃતિની કડી ૧૭ થી ૨૫ મા અહિબોચનને વજ્રપેટીમા પૂરીને કૃષ્ણે માર્યાનુ જે વર્ણન કર્યું છે તે દેદના 'ઉ ઊ 'ની ૮૪ થી ૧૨૧ કડીમા તથા તુનજાગમના આખ્યાનના પાંચમા કડવામા સમાન સ્વરૂપે જોવા મળે છે વિરાટરાજની પાકશાળામા ભીમે મચાવેલ ઉત્પાતનુ વર્ણન દેહલે તેના ઊઝણાની કડી ૭૦ થી ૭૪ મા કર્યું છે, તેની સાથે તુનજાગમનુ આ વિષયનુ (૨૧ મા કડવામા કરેલુ ) વર્ણન સામ્ય ધરાવે છે ચક્રવ્યૂહ ભેદવાનુ બીડુ અભિમન્યુ ઝડપે છે અને સુભદ્રા તેને યુદ્ધમા ન જવા સમજાવે છે, ત્યારે અભિમન્યુ બાળપરાક્રમનો ખ્યાલ આપતા સામાન્ય વિધાન દ્વારા જવાબ આપે છે (કડી ૧૪૭ થી ૧૫૩), તે દેદના 'ઉ ઊ ' ની કડી ૩૯૨ થી ૩૯૮ મા તથા તુનજાગમના આખ્યાનના ૨૮ મા કડવામા સમાન સ્વરૂપે જોવા મળે છે[1] દેહલે તેની કૃતિની ૩૫ મી અને ૩૬૫ મી કડીમા

૧ સરખાવો —

મને બાળુડો ન કહેશો, માહારી માવડી રે!
મા, બાળે કાહાને પાતાળ પેસી નાથ્યો કાળીનાગ રે,
મા બાળો વીંછી ડંખેલો, બાધે અંગે ઊઠે આગ રે બા૦
મા, બાળો મેઘ જ ઊગેલો, તે તો નીર ભરે નવખંડ રે
મા, બાળો વજ્ર જ ફેંક્યો, તે તો પર્વત કરે શતખંડ રે બા૦
મા, બાળો દિનકર ઊગેલો, બાધો અંધકાર પામે નાશ રે,
મા, બાળો સિંહ જ ઊગેલો તેથી હસ્તી પામે ત્રાસ રે બા૦
મા, બાળો મંકોડો ઊગેલો, તે તો ખીજ્યો કરડી ખાય રે,
મા સુમ યો મૂર નહી, તે તાણ્યો તૂટી જાય રે બા૦
મા, બાળો અગ્નિ ઊગેલો, તે તો દહે બાધુ વન રે,
મા, બાળો તે નવ જાણીએ, આખર ક્ષત્રીતન રે બા૦

યુદ્ધે જતા અભિમન્યુને રોકવાના ઉત્તરાના પ્રયત્ન અને યુદ્ધમા જવાની અભિમન્યુની તત્પરતાનુ સૂચન કર્યું છે એ ઉપરથી તુલજારામે તેના આખ્યાનના ૩૮, ૩૯ અને ૪૦ મા કડવામા આ પ્રસગને "તમે ચાલો તો રામજીની આણ રે ' "ગોરી! મેલો ઘોડીલાની વાગ રે" અને "મને મારીને ગથડો ખેડ, બાળા ગજા રે" એ ગીતો વડે આકર્ષક બનાવી મૂક્યો છે, અને વ્યાસ ગેનાશકરે (અધ્યાય ૧૬ થી ૧૮ મા) અને વલ્લભરામે (૩૨ થી ૩૬ કડવામા) તેને પોતાના ચક્રાવામા જેમનો તેમ સમાવી લીધો છે

આમ, લગભગ ચારસો વર્ષ સુધી સીધી કે પરપરાયુક્ત વ્યાપક અસર દેહલની આ કૃતિએ ગુજરાતના કવિઓ અને ગુજરાતની જનતા ઉપર જમાવી છે પ્રેમાનદના 'અભિમન્યુ-આખ્યાન' મા અને તે પછીની આ વિષયની કૃતિઓમા અભિમન્યુકથાનો જે વિપુલસલીલ પ્રવાહ જોવા મળે છે તેની એ ગગોત્રી છે ગુજરાતી સાહિત્યમા, એ રીતે, એનુ સ્થાન મહત્ત્વનુ છે

## ૪. 'અભિવન-ઊઝણૂ' ની સમીક્ષા

### (૧) કાવ્યબધ અને દેશીઓ

'અભિવન-ઊઝણૂ' ચોપાઈ, ચરણાકુળ અને દોહરાના દેશીઓમા લખાયેલુ છે મોટા ભાગની કડીઓમા ચોપાઈ અને ચરણાકુળની દેશીઓ છે ઉ ત,

નામ વાચી પ્રભુ, કરજ્યો કામ, પાઠીમાહિ લખિઉ પરણામ (કડી ૧૩)
શ્રવણ નક્ષત્ર દિન આદિત્યવાર, તેણિ દિન જનમ્યા રાજકુમાર (કડી ૩૫)
(૧૫ માત્રા) (૧૫ માત્રા)

એહના વચન મામાના સુણી, દાણવ ઉઠીઉ મામા ભણી (કડી ૩૫૨)
(૧૬ માત્રા) (૧૬ માત્રા)

૨૦૧ થી ૨૦૮, ૩૦૮ થી ૩૧૩ જેવી સખ્યાબધ કડીઓમા દોહરાની દેશી છે ઉ ત

મસ્તકિ મુગટમણિ, નિ કકિ એકાઉલિ હાર,
બાહિં બાજૂબધ બિહિરખા, સરિખા તે મોતી સાર (કડી ૮૪)

વચ્ચે વચ્ચે 'ઢાલ,' 'ચાલ' અને બેએક સ્થળે સિન્ધડી રાગના પદ છે ૧૦૮ મી કડી તુરક રાગની હોવાનો ઉલ્લેખ છે, પણ તે દોહરાની દેશી છે આ દેશીઓને ગેય બનાવવા 'રે,' 'મિ,' જેવા પાદપૂરકો અને 'તૂ મ નિગમસીઉ' (કડી ૧૧૧, ૧૧૩, ૧૧૯), 'સાહસિ ન ગ્રહિ તૃ છેડતુ' (કડી ૧૨૫, ૧૨૭) તેમજ 'સૂહણુ લાધૂ ગણી ઉત્તગ' (કડી ૧૭૪, ૧૭૭, ૧૮૨) જેવા ધ્રુવપદો ઉમેરવામા આવ્યા છે આ ઉપરથી લાગે છે કે આ કૃતિ શ્રોતાઓ સમક્ષ લલકારીને ગાવા માટે રચાઈ હશે વિષય પલટવો હોય ત્યા વચ્ચે 'પૂર્વછાયુ' અને 'ત્રુટિ' યોજાયા છે આ રીતે કાવ્યબધની દૃષ્ટિએ વીરનિહના 'ઉદાહરણુ'ની પદ્ધતિએ રચાયેલુ આ સળગ આખ્યાન છે તેમ છતા તેમા જે ચરણથી અમુક કાવ્યખડનો આરભ કરવામા આવ્યો હોય તેનાથી જ તેનો ઉપસહાર કરવાના, જેને સપુટ કહેવામા આવે છે તેવા, પ્રયોગો અભ્યાસીઓનુ ધ્યાન ખેચે તેવા છે

## (૪) કવિપ્રતિભા

દેહલની આ કૃતિ માત્ર ૪૦૬ કડીઓની છે તેમા તેણે આખી કથા ઝડપથી પૂરી કરી છે, અને ઝડપથી કથા કહેવા જતા સપ્રમાણતા કે કોઈ ખાસ મહત્ત્વના પ્રસગના નિરૂપણની ઊણપ જણાઈ નથી રસનિષ્પત્તિની તક તો તેણે અનેક સ્થળે જવા દીધી હોય તેમ લાગે છે આમ છતા દેહલની પ્રતિભાની ચમક તેમા દેખાય છે તેમા સ્થળે સ્થળે તેની વર્ણનશક્તિનો પરિચય મળે છે તેના આવા વર્ણનોમા કૃષ્ણે અહિલોચનના ગુરુ તરીકે લીધેલ બ્રાહ્મણરૂપનુ વર્ણન (કડી ૧૮ ૧૫), કૃષ્ણે અહિલોચનને છેતરીને વજ્રની પેટીમા પૂરીને માર્યાનુ વર્ણન (કડી ૧૫ થી ૨૬), અભિમન્યુની જાનનુ વર્ણન (કડી ૫૮ થી ૬૧), વિરાટનગરની પાકશાળામા ભીમે મચાવેલ ઉત્પાતનુ વર્ણન (કડી ૬૫ થી ૭૫), તેમજ અભિમન્યુએ ચક્રવ્યૂહ ભેદવાનુ બીડુ ઝડપ્યા પછી સુભદ્રાએ કરેલા કલ્પાતનુ વર્ણન (કડી ૧૧૨ થી ૧૨૪) ધ્યાન ખેચે તેવા છે કડી ૨૭૭ થી ૨૮૧ મા અને કડી ૨૮૮ થી ૨૯૮ મા કરવામા આવેલુ આસરે જતી ઉત્તરાનુ સૌન્દર્યવર્ણન ચમત્કારભર્યું છે

દેહલે તેની આ કૃતિમા ઠેર ઠેર પાત્રોના સવાદ યોજ્યા છે આવા સવાદમા કડી ૧૫ થી ૨૬માનો અહિલોચન અને કૃષ્ણ વચ્ચેનો સવાદ તેમજ કડી ૮૫, ૯૬ અને ૮૮ માના સહદેવ નકુળ અને ઘટોત્કચના જવાબ જુસ્સાદાર છે ૧૩૨ થી ૧૫૩ મી કડીમાંનો સુભદ્રા અને અભિમન્યુ વચ્ચેનો સવાદ માતાની લાગણી અને અભિમન્યુની અડગતાનું દર્શન કરાવે છે દેહલની આ સવાદયોજના પ્રસગોને નાટ્યપૂર્ણ અને પાત્રોને જીવત બનાવે છે

સંવાદની જેમ સામાન્ય વિધાન દ્વારા પણ દેહલે પોતાની કૃતિને આકર્ષક બનાવી છે તેમા કડી ૧૪૨ થી ૧૫૩ મા રજૂ થતુ બાલપરાક્રમનો મહિમા દર્શાવતુ સામાન્ય વિધાન અભિમન્યુના પાત્રને ઉઠાવ આપે છે કડી ૨૭૨-૨૭૩ માનુ અમુક વસ્તુઓની લાજ ન રાખવા વિશેનુ તેમજ કડી ૩૫૧ માનુ સ્ત્રીનો ભરોસો ન કરવા વિશેનુ વિધાન ઉપદેશનુ તત્ત્વ પૂરુ પાડે છે —

દેહલ અલકારોનો શોખીન નથી, છતા તેની કૃતિમા કેટલાક સુદર અલકારો જોવા મળે છે પ્રસગ, વર્ણન કે ભાવને સચોટ બનાવવામા તે ફાળો આપે છે, એટલુ જ નહિ પણ તેમાના કેટલાક અલકારો ચમત્કારભર્યા છે નીચેના અલકારો તેના ઉદાહરણરૂપ છે

ઉપમા :—

૧ રમકઝમક તે ડમકિ ચાલિ, જિમ આસાઢી પૂર, ( કડી ૧૫૮ )
૨ સાંસ ફુરુકિ જોવણ જાઇ, જિમ વતોલઇ પાન ( કડી ૧૬૩ )
૩ કનકથભિ ભુઅગમ ચડિ, એહની ઝમકિ ઠિ ગણીની વેણિ ( કડી ૨૯૪ )
૪ નરસાલઇ વની વીજ ઝમકિ, ઇસી દીર્મિ છીભડી ( કડી ૨૮૫ )

રૂપક —

૧ અઢાર મોટા સામલ સામટા, શેષનાગ સતકતા ( કડી ૬૦ )
૨ પાડવાનિ કુલ [ માહિ ] હીનુ, અભમાહિ [ જિમ ] સાખિ ( કડી ૧૭૩ )
૩ તેહની ભમૂહિ ભમગ ગણઝણિ, રુખિ ઉભુ સૂર ( કડી ૨૮૦ )

અત્યુક્તિ —

૧ માતાતણા વચન સાભની ચરણઝાલ મસ્તક નીસરી ( કડી ૭ )
૨ પૃથિવી તોલૂ એકિ નાજૂઇ, હુ સહિદે હૂ સાચ ( કડી ૯૬ )
૩ દ્રોણની તે દષ્ટિ ચઢ્યા ખડખડઇ કમાન ( કડી ૨૨૦ )

સજીવારોપણ —

૧ ઉગનીઆ હીગજડયા, જૂનીએ લીધો વાદ ( કડી ૮૩ )
૨. વિહિનૂ તૃ નણ કરેય રે, તરઆગિ તા ની વ્ય ( કડી ૩૬૮ )

આમ, શુદ્ધ રસલક્ષી દષ્ટિએ 'અભિમન-ઊઝણ' બહુ વિત્તવાળી કૃતિ ન હોવા છતા તેના કવિની વર્ણનશક્તિ, સવાદ નિરૂપવાની શક્તિ, સામાન્ય વિધાનનો વિનિયોગ કરવાની શક્તિ અને અલકારશક્તિ ઠીક પ્રમાણમા દર્શાવે છે

**(૩) સમાજચિત્ર :**

આપણું મધ્યકાલીન સાહિત્ય સામાન્ય જનસમાજને મનોરંજન પૂરું પાડવા માટેનું એક સાધન હતું. જનસમાજની આવી અપેક્ષાને સંતોષવા સમકાલીન ધાર્મિક–સામાજિક ભાવનાઓ તથા લોકાચારનો ચિતાર તેમાં ખરો કરવાનો યથાવકાશ પ્રયત્ન તે યુગના ઘણા કવિઓએ કર્યો છે.

દેહલના 'અભિવન–ઊઝણું'માં આવું સમૃદ્ધ ને ઉઠાવદાર ચિત્ર જોવા મળે છે.

સૌથી પ્રથમ તેમાં કૃષ્ણનું પાત્ર આ રીતે ધ્યાન ખેંચે છે. દાનવ અહિલોચનને બ્રાહ્મણવેશે એ કપટથી મારે છે. ઉત્તરા જેવી સુંદર સ્ત્રી સાથે અભિમન્યુના લગ્ન થાય તો ચક્રવ્યૂહના યુદ્ધમાં કદાચ એ ભાગ ન લે અને પૂર્વજન્મના વેરી ભાણેજને મરાવી નાખવાનો પોતાનો આશય બર ન આવે, એવી શંકાથી કૃષ્ણ એ બંને એકબીજાને ન પરણે તે માટે તેમને ભરમાવવાની યુક્તિ રચે છે. આવા જ આશયથી લગ્ન વખતે એ બંને એકબીજાને ન જુએ તે માટે તેમની આંખો દૂખવે છે, કુન્તીએ અભિમન્યુને બાંધેલી રાખડી તેઓ તોડાવી નાખે છે અને ચક્રવ્યૂહના યુદ્ધ વખતે ઉંદરનું સ્વરૂપ લઈ અભિમન્યુના ધનુષની પણછ કાપી નાખે છે. કૃતિમાં અભિમન્યુની પૂર્વજન્મની કથા આપેલી છે તે લક્ષમાં લેતાં કૃષ્ણનું આ કાર્ય વાજબી લાગે છે ને તેઓ સર્વશક્તિમાન અને કર્તાહર્તા હોવાની છાપ પાડે છે. સમકાલીન શ્રોતાજનોની કૃષ્ણભક્તિની ધર્મભાવનાને પોષવાનો ઉદ્દેશ તેથી ફળીભૂત થાય છે. પણ શ્રી. મુનશીએ પ્રેમાનંદના 'અભિમન્યુ–આખ્યાન' અંગે કહ્યું છે[1] તેમ અહીં પણ કૃષ્ણ યુક્તિબાજ ખલનાયક જેવા લાગે છે. મહાભારત અને ભાગવતનું આ ભવ્યોજ્જ્વલ પાત્ર અહીં પ્રાકૃત બની ગયું છે. ઈશ્વર વિશેની કલ્પના મધ્યકાલીન યુગમાં કેટલી પામર હશે તેનું આ હકીકત આ રીતે નિદર્શન કરે છે.

મહાભારતની મૂળ કથામાં નહિ મળી આવતા ચમત્કારો પણ દેહલની આ કૃતિમાં જોવા મળે છે અહિલોચનનો જીવ સુભદ્રાના ઉદરમાં પ્રવેશ કરી કૃષ્ણે કહેલી ચક્રાવાની કથા સાંભળીને હુંકારો આપે, મંછાપૂતળી ઊઠીને કૃષ્ણને મારવાના અહિલોચનના ઇરાદાની તેમને ખબર આપે, અભિમન્યુના લગ્નની કંકોત્રી બાણ વડે સ્વર્ગ અને પાતાળમાં મોકલવામાં આવે, અભિમન્યુની

---

1. "The mighty and astute Shri Krishna was painted in the Abhimanyu Akhyana as a base trickster." "Gujarat and Its Literature'— 2nd Edition, Page 240.

જાન માટે તૈયાર કરાવેલાં પક્વાન ભીમ આરોગી જાય ત્યારે ખાલી થયેલા પાત્રો કૃષ્ણની કૃપાથી તરત જ ભરાઈ જાય, લગ્ન વખતે ઉત્તરા અને અભિમન્યુની આંખો કૃષ્ણ એકાએક દૂખવે, ઉત્તરાને પૂર્વજન્મની સ્મૃતિ થઈ આવે, રણક્ષેત્રમા ઉંદરનું સ્વરૂપ લઈને કૃષ્ણ અભિમન્યુના ધનુષની પણછને કાપી નાખે, મૃત્યુ પછી અભિમન્યુ સ્વર્ગમા અર્જુન સાથે વાતચીત કરે, એ તેમાંના મુખ્ય છે. મધ્યકાલીન લોકમાનસ આવા ચમત્કારોમાં શ્રદ્ધા ધરાવતું હશે તેની આથી પ્રતીતિ થાય છે

દેહલે તેની આ કૃતિમા ઉત્તરાને આવેલા દુઃસ્વપ્નની, તે ઉપરથી તેણે કરેલ અમંગળ ભાવિની આગાહીની તેમજ તે માટે પોતાનાં પૂર્વજન્મનાં કર્મનો દોષ કાઢ્યાની હકીકત આપી છે. યુદ્ધમાં અભિમન્યુનુ રક્ષણ થાય તેના આશયથી કુન્તીએ તેને બાધેલ રાખડીની અને કૃષ્ણે જોશી પાસે અભિમન્યુની જન્મોત્રી કરાવી તેનુ ભવિષ્ય જોવડાવ્યાની વિગત પણ તેમા આપવામા આવી છે મધ્યકાલીન સમાજ સ્વપ્ન, પૂર્વજન્મ, કર્મફળ, મંત્રતંત્ર અને જ્યોતિષમાં શ્રદ્ધા ધરાવતો હશે તે આથી સમજાય છે.

અભિમન્યુ અને ઉત્તરા એકબીજા સાથે લગ્ન ન કરે તે માટે કૃષ્ણ એ બંનેને ભરમાવવાની યુક્તિ રચે છે. તેમાં કૃષ્ણ અભિમન્યુને કહે છે :

"પીતરીઉ તાહરુ કોઈ ન પરણિઉ, ન પરણિઉ તાહરુ તાત રે. ૫૪
અતિ કાલી છિ અતિ કૂબડી, અતિ ભૂંડી નિ અતિ દૂબલી,
હસતા ગાલે પડિ ખાડા જેહ નારી, મોટી પેટિ સસરાનિ ભાર. ૫૫
અંગુઠાનિ પાસિ અંગુલી વડી, લાબા દાત જાણે લાહર મિલી.
અતિ ઊચી અતિ નીચી નારી, અભિરન ! તેહનૂં આગણૂં નિવારિ." ૫૬

પછી ઉત્તરાને મળીને કહે છે :

"અતિ કાલુ નિ અતિ કૂબડો, અતિ ભૂડો નિ અતિ દૂબલો,
અતિ ઊચો નિ અતિ ભરુઆડિ, પછી કિહિસિ ન કહુ,
ઉત્તરા–કુંઆરી રે." ૫૭

દેહલના સમયમા લોકો સામુદ્રિકશાસ્ત્રમા શ્રદ્ધા ધરાવતા હશે અને ઉપન્ના સામુદ્રિક ચિહ્નો અશુભ ગણાતા હશે તેનો આથી ખ્યાલ આવે છે.

ઉત્તરા સાસરે જાય છે ત્યારે દેહલ સૂકી ડાળીએ કાગડો બોલ્યાની, માર્ગમા સાપ અને બિલાડી આડા ઊતર્યાની, છીંક આવ્યાની, તેમજ વિધવા સ્ત્રી, વૈદ, વાઝિયો, બાડો, અદાતા, કાયર, યતિ, પાવૈયો, કરવત સાથે સુથાર, ભીને પોતિયે ને ઉઘાડા માથાવાળો બ્રાહ્મણ, લંપટ, લોભિયો ને લાકડાંની

## ૫ 'અભિવન-ઊઝણું'ની ભાષા

'અભિનન-ઊઝણુ' ભાષાની દૃષ્ટિએ મહત્ત્વની કૃતિ છે

તેમા કેટલીક પક્તિઓમા ચરણાન્ત इ અને अ ના પ્રાસ સાધવામા આવ્યા છે ઉ ત, तीरि, ऋषिवीर (પ ૭) इ ની અમા રૂપાન્તરની પ્રક્રિયા તે સૂચવે છે

તત્સમ શબ્દોમા સ્વરભક્તિ મળે છે ઉ ત परणाम (૨૧), परभात (૩૬૬) ઇત્યાદિ

મૂળ સસ્કૃત न નો પ્રા અપ દ્વારા મધ્ય ગુજરાતીમા ण ચાલુ રહ્યો છે, તેમ અહી પણ दाणव (૫), जोअण (૩૫૪), भण (૫૧૬) મળે છે

બે સ્વરોની સનિધિ સાથે બે સ્વરો વચ્ચે મ્ નુ ઉમેરણુ પણ તેમા જણાય છે ઉ ત, आवियु, कहिउ (૧૦), गयु, लिउ (૧૫), ઇત્યાદિ

પ્રાચીન-મધ્યકાનીન ગુજરાતી કૃતિઓની હસ્તપ્રતોમા ष આવે છે ત્યા એ લગભગ ख ના પ્રતીક તરીકે આવે છે તેવુ આ કૃતિમા પણ બનના પામ્યુ છે

अजर (૨૨૪) જેના અગ્ની, भयु (૨૨૫) જેના થજ તેમજ तोरा (૧૮૮), मोरी (૩૯૩) જેવા જૂની સગ્હદી ભાષાના શબ્દોનો પણ તેમા પ્રયોગ થયો છે

**શબ્દવિચાર રૂપરચના**—શબ્દોનો વિચાર કરતા નામ, વિશેષણ, સર્વનામ, ક્રિયાપદ અને અવ્યય એ સસ્કૃત વ્યાકરણના પાચે શબ્દસ્વરૂપ આ કૃતિની ભાષામા ઊતરી આવ્યા છે

**(૧) નામ** જાતિ—સસ્કૃત-પાલિ-પ્રાકૃત-અપભ્રશ જેમ નામોમા ત્રણે જાતિ ઊતરી આવેલી છે

નરજાતિમા अ, उ, ऊ, इउ, इ કારાન્ત નામો મળે છે ઉ ત, सूतार, सदेसु सरघू, लोभिउ, गइ (હાથી)

નારીજાતિમા अ, आ, इ ई કારાન્ત નામો મળે છે ઉ ત, विहिन, प्रतिया, तरुआरि, जनमोतरी

નાન્યતરજાતિમા अ, उ, ऊ इ કારાન્ત નામે મળે છે ઉ ત, ठाम, लोहडु, पाजरू, मोती

**વચન**—બહુવચનનો સામાન્ય પ્રત્યય નરજાતિમા आ છે ઉ ત, रांचणिया, घोडा

બહુવચનનો સામાન્ય પ્રત્યય નાન્યતરજાતિમાં આં છે. ઉ. ત., कूडां, छांटणां, चूरवां (૭૭૯) જેવા રૂપમાં નર. બહુ. નો પ્રત્યય આં પણ આવેલો છે.

મોટે ભાગે વિશેષ્ય કે ક્રિયાનાર્થ બહુવચનમાં હોય તો વિશેષણોને કે ભૂતકાલીન ક્રિયાપદોને બહુવચનનો પ્રત્યય નરજાતિમાં आ અને નાન્યતરજાતિમાં आं લાગે છે. ઉ. ત., हयवर आप्या, आप्यां तबोल, आघांपाछां डगलां.

બહુવચનમાં પછીથી વ્યાપક થયેલો ઓ હજી શરૂ થયો નથી.

માનાર્થે બહુવચનના પ્રયોગ જોવા મળે છે. ઉ. ત.,

हारव्यां राणी सुभद्रा (નાન્ય.), जइ जुहारया धरमनंदन (નર.)

વિભક્તિ—પહેલી તેમજ બીજી વિભક્તિનો પ્રત્યય નથી.

ત્રીજી વિભક્તિનો પ્રત્યય અસંયુક્ત इ—ई તેમજ ए છે. ઉ. ત., सुभद्राइ (५९), ठाकुरजीइ (१०४), मीमडि (१४१), हासि (४२), देवे (३). પ્રાકૃત તત્સમ પ્રત્યય एण નો પણ પ્રયોગ થયો છે. ઉ. ત., शीस नामिउ चलेण (१९४)

ચોથીમાં नइं, नि, नि, ने એ અનુગ અને माटि એ નામયોગી વપરાયા છે. ઉ. ત., कुंतानइं (५२९), बालानि (७३), कुरवनि (१८८), मुहुने (१२६), ते माटि (८५५).

પાંચમીમાં थिउ (४७३), थिउं (५३), थिकु (४९), थु (१०), थी (९), था (६५७) તેમજ थ्या (७९२) એ અનુગ વપરાયા છે.

છઠ્ઠીમાં नु (२१५), नुं (९), नि (२४), नो (६), नां (२३१), तणूं (११), तणा (१४), तणो (९), केरी (४९३), केरु (६०१), चउ (४५९) એ અનુગ વપરાયા છે. આરંભની ભૂમિકામાં મળતો ને પછી લુપ્ત થયેલો ह પ્રત્યય (સં. स्य>પ્રા. स्स>અપ. स्सु-सु-, પણ બહુવચનમાં हैं) ક્વચિત્ મળે છે. ઉ. ત., रणह मझारि (२१९)

સાતમી વિભક્તિના પ્રત્યય અસંયુક્ત इ, સંયુક્ત इ–इं, हिं અને ए છે. ઉ. ત., जहीइं (२२३), स्वामि (२९); सांसि (२५३), भसुहि (६०९), गाले (११२). સંસ્કૃત નારીજાતિના आम् પ્રત્યયનો અવશેષ अमित्रन गिउ मंदिरां (२६२), पांडवां घरि कलह लागु (३६९) જેવામાં મળે છે. मांहि (६), मांइं (८४), मां (९७), मझारि (२१९), उपरि (८७) પણ સાતમીના અર્થમાં વપરાયાનાં ઉદાહરણો છે.

સતિ સપ્તમીનો પ્રયોગ પણ ક્યારેક મળે છે. ઉ. ત., आवि फरकि (३५८).

સંબોધન વિભક્તિના સંસ્કૃત તત્સમ પ્રત્યય ए નો પ્રયોગ નોંધપાત્ર છે ઉ ત, वाले हिंगुलाज (२)

**વિશેષણ**—વિશેષણોમાં વિકારક અને અવિકારક અંગ નામોની જેમ જ મળે છે આમાંના અવિકારક અંગ વિશેષ્યની પૂર્વે અને પછી કોઈ પણ જાતના ફેરફાર વિના જ પ્રયોજાય છે વિકારક અંગના પહેલી વિભક્તિના એકવચનના રૂપ सरिखो वान (૩૮), नीची नारी (११४), बामणरूप घणू (२८) થાય છે બહુવચનમાં आज जाथू घणा (१८), अतिघणा वाजित्र (२३७) થાય છે

વિકારક વિશેષણ એકલું પ્રયોજાય તો અંગ નામાગન્ત આવી રહે છે જેમ કે, सारामाहि (६३१)

વિશેષ્યની જેમ ત્રીજી અને સાતમી વિભક્તિના પ્રત્યય इ–इ વિશેષણને પણ લાગે છે ઉ ત, घणि निवास (५०), एहनि घरि (३०६), तेणि ठाम (१५४), वामनि वासुदेवि (३१४)

**સંખ્યાવાચક**-अरधी–अर्ध, एक–एकि, नि वा–विहु बेहू–दोइ, त्रिणि–त्रिण, च्यार–च्यारि, पाच–पच, छ–छट, सात, नव, दुहु, अग्यार, बार, सोल, अढार, बीस, बत्रीस, पचास, छपन–छप्पन, वासठी, सतिरि, विहितर, चुरासी, पचासी, सो–सिं–सइ, सहस्र, लाख, कोडि—આ રૂપો મળે છે

અનિશ્ચિત સંખ્યાવાચકમાં 'બધા ના અર્થમાં सघू, सिंघो એ વિશેષણ ધ્યાનપાત્ર છે

**આવૃત્તિવાચક**—पहिलू–पिहिलू–पिहिलो–पहिलो–पहिली–पिहिली–पहिला, बीजि–बीजु–बीजा, त्रीजि त्रीजो–त्रीजला, चूथि–चोथइ–चोथो, पाचमि, छठि, सातमि એ રૂપો મળે છે

**સર્વનામ**—हू, तू, आपण, जेह, तेह, इ, ति, एह, ते, केहि, कुण, किसु, सु, कोइ, काइ, इसु, आप વગેરે સર્વનામો એના વિવિધ વિભક્તિજન્ય રૂપોમાં પ્રયોજાયેલા મળે છે

## પુરુષવાચક

| | हू | | तू | |
|---|---|---|---|---|
| વિ | એ વ | બ વ | એ વ | બ વ |
| १ | हू | अम्हे, अमे | तू | तम्यो, तमे, तुम्हे |

| | | | | |
|---|---|---|---|---|
| ૨ | मूहनि, मूंहनिं, मूह्नि, मूनि | अम्हनि, अह्मनि, अमनि | तूहनि, तुह्ने तुझनि | तमनिं, तुमनि, तुमनि |
| ૩ | मि, मिं | — | तें | — |
| વિ. | એ. વ. | બ. વ. | એ. વ. | બ. વ. |
| ૪ | — | — | — | — |
| ૫ | — | — | — | — |
| ૬ | माहरु-रुं-री-रा-रा मारी, मोरो, मोरी, मुझ, माहरइ, माहरि | अम्हारा, अम | ताहरु-रुं-री-रा, तारा, तोरा, तुम्हचउ, तुझ | तुम्हारा |
| ૭ | — | — | — | — |

સ્વવાચક સર્વનામ आपण, आपणो (૭. વિ.), आपणणु (૭ વિ), आपि, आप અને अपोरा (સં. आत्मत्त्व > अप्पुप्प દ્વારા) મળે છે. आपण નાં રૂપો પહેલા-બીજા પુરુષ તરીકે બહુવચનમાં છે.

## દર્શક સર્વનામો

| વિ | એ. વ. | બ. વ. |
|---|---|---|
| ૧ | इ, ए, ति, ते, एह, सोइ, सोहि | ते, तेअ |
| ૨ | ,, ,, तेहनि, एहनि, निहनिं | तेह, तेअ |
| ૩ | इणि, एणि, तिणि, तेणे | — |
| ૪ | — | — |
| ૫ | तेहथी | — |
| ૬ | तेहनुं-नो-नी-ना, तेहेना, एहनो-ना, तेहतणी-तणू | એ. વ. પ્રમાણે |
| ૭. | तेणि, निणि | ,, |

નારીજાતિમાં વિભક્તિ દશામાં एणी જોવા મળે છે. તે નારીજાતિના શબ્દ પૂર્વે પ્રયોજાય છે.

સાધિત રૂપોમાં जेहवो, हेवो, एहवो-वु-वो-वा-वां, तेहवी, एतलु-ली-ला, एवडी, केवडा, जेवडा-डु, तेवडी, एटली, केतो, जेम, इसी-सु, એ વિશેષણાત્મક રૂપો વપરાયાં છે.

कुण, कूण कवण कूणि-णि, मिर्क-छ, सु, सू, सिं, सा, स्या એ પ્રશ્નાર્થ સર્વનામો વપરાયા છે

काइ, का कोइ, कि, किमु केही, केहु, केहनि, केहा એ અનિશ્ચિત સર્વનામ વપરાયા છે

ક્રિયાપદ—આ ભૂમિકામા ત્રણે કાળના રૂપ મળે છે

## વર્તમાનકાળ—કર્તરિ રૂપ

| પુ | એ વ | બ વ |
|---|---|---|
| ૧ | आवउ, करू, कहू | वसिउ कहीइ-इ |
| ર | करे वहि, सुणेय | करु |
| ૩ | करइ, करि, करै | करि, गाइ |

સ અસ્તિ આસ્તે સાથે સબધ ધરાવતા પા અચ્છતિમાથી વિકસેના અર્વાચીન 'છે' ના રૂપો નીચે પ્રમાણે મળે છે

| પુ | એ વ | બ. વ |
|---|---|---|
| ૧ | छू | छू |
| ૨ | छइ | — |
| ૩ | छइ, छि, छिं | छइ, छिं |

## કર્મણિ રૂપ

કર્મણિ રૂપ મુખ્યત્વે ત્રી પુ એ વ મા મળે છે તેના સખ્યાબધ રૂપ પ્રયોજાયા છે ઉ ત जोईइ (૩૮) कीजि (૭૩૦), ઇત્યાદિ કર્મણિનુ નવુ રૂપ लिवाय (૧૫૭), पथराइ (૧૪૨), थाइ (૮૫૩) વગેરે આ કૃતિમા પણ મળે છે दीजीइ, हारीइ, (૪૯), जाइइ (૧૨૫), जोईइ (૧૨૬) નો અર્થ કર્તરિ પણ થઈ ચૂક્યો છે

## ભવિષ્યકાળ—કર્તરિ

| પુ | એ વ | બ વ |
|---|---|---|
| ૧ | वदिस | लागिसू लागसू |
| ૨ | विहिसि, रहेसि, सहिस | कहिउ, करसु, कहिसो |
| ૩ | रहिसइ, खमसि | जासि |

## આજ્ઞાર્થ

આજ્ઞાર્થમાં બી. પુ. એ. વ.માં किहि, आवि, लि ઇત્યાદિ અને બ. વ.મ करु, जाउ, बोल्ल, बोलो, सुणो ઇત્યાદિ રૂપો મળે છે.

ભવિષ્યદર્થ આજ્ઞાર્થમાં जीवज्यो, जोज्यो, वलजो, पडज्यो જેવાં રૂપે પ્રયોજાયાં છે.

આજે કર્તરિ અર્થમાં પ્ર. પુ. બ. વ. ના રૂપ તરીકે સ્વીકારાયેલાં, કર્મણિ इज्ज નો વિકાસ થઈને બનેલાં सचारिए (૭૯૩), निहालिए (૭૯૪) જેવાં રૂપે આજ્ઞાર્થમાં વપરાયેલાં અહીં જોવા મળે છે.

## પ્રેરકનો પ્રયોગ

મૂળ ધાતુને आव અને आड પ્રત્યય લાગીને બનેલાં પ્રેરક રૂપો આ કૃતિમાં મળી આવે છે. ઉ. ત., लखावु, कहाविउ, पहिरावो, बोलावियो, उडाडयो, रपाडयूं, ઇત્યાદિ.

कहिवराविउं જેવું પુનઃપ્રેરકનું રૂપ મળી આવે છે.

## કૃદંત

વર્તમાન, ભૂત, હેત્વર્થ, સંબંધક, સામાન્ય અને અવ્યયાત્મક કૃદન્તો અહીં જોવા મળે છે.

વર્તમાનકૃદન્તમાં रमतु (એ. વ.), करता (બ. વ.) ઉપરાંત સં. अन्‌માંથી પ્રા.માં વિકસેલા अंत અંગથી वसन्ता, वहंता રૂપ પણ પ્રચારમાં હતાં.

ભૂતકૃદંતમાં गउ, गिउ, गियु, गयो, हणिउ, हणो, माणु, मराणो જેવાં રૂપો પુંલ્લિંગ એકવચનમાં અને वाहिआ, वाटिया, वाडया, किहाडा જેવાં રૂપો પુંલ્લિંગ બહુવચનમાં મળે છે. નપુંસક એ. વ.માં लोउ, मेहलुं, घडयू અને रहिआं, वरत्यां જેવાં રૂપો નપુંસક બ. વ.માં મળે છે. સ્ત્રી. એ. વ. માં गइ, छतरी, चोली અને मिली જેવાં રૂપો સ્ત્રી. બ. વ.માં મળે છે. ભૂતકૃદન્ત ક્રિયાપદ તરીકે પણ મળે છે.

હેત્વર્થમાં रमवा, जोवा, बोल्वा જેવાં રૂપો મળે છે.

સંબંધકમાં करी, कीर, मेलीय જેવાં રૂપો મળે છે.

સામાન્ય કૃદન્ત चालतू (૨૫૮) જેવા રૂપમાં મળે છે.

અવ્યયાત્મક आ પ્રત્યયવાળાં हसतां, करतां જેવાં રૂપ મળે છે.

આ ઉપરાંત સં. મૂળ રૂપોમાંથી જ કીધૂં, દીધૂં, લીધૂં, ધીઠૂં જેવાં પ્રા. किद्ध-, दिद्ध-, लिद्ध, दिट्ठ ( < સં. दृष्ट- )દ્વારા મળેલાં રૂપ મળે છે.

સં. भू ધાતુનાં વિકસિત हुइ, होइ, हूंती, हूतु, हूआ, होज्यो તેમજ સં. स्थित ઉપરથી પ્રા. थिअ દ્વારા મળેલાં थिउ, थ्यूं, थया, थइ, थाइ રૂપો મળે છે.

અવ્યય—અવ્યયોમાં ક્રિયાવિશેષણ, નામયોગી અને ઉભયાન્વયીનો વિકાસ આ ભૂમિકામાં ઠીક પ્રમાણમાં છે.

## ક્રિયાવિશેષણ અવ્યય

पाछो-पाछी, ढूकडो-ढूकडी જેવાં ક્રિયાવિશેષણો ઉપરાંત નીચેનાં ક્રિયાવિશેષણ અવ્યયો મળે છે.

સ્થળવાચક— तां, तिहां, जिहां, जही, कहिं, जां, मांहि, सनमुख, उपरि, उहुरां, आगलि, केडि, यां, दूरि.

કાળવાચક—तव, आगि, हवि, जव, तिहारि, ति वारि, तिणि वारि, हजी, जांहरि, अंतारि, जेणि वार, जिहारि, जाहरि, आज.

રીતવાચક—जिम, किम, तिम, ईम, एम, उचीतु, परि परि, वेगि करी, किमि करी, केही परि, इणि परि.

કારણવાચક—कां ( ૩૮ ), जेह थकी, केम.

નિશ્ચયવાચક—निश्चइ, ज.

સંશયવાચક—रखे, जाणे, जाणि.

નકારવાચક—नवि, न, नहि, नहीं, म, ना.

ક્રમવાચક—पछि-पछी.

## નામયોગી અવ્યય

સ્થળવાચક—पासि, मझारि, भीतरि, उपरि, माथि, साहमि, पुंठि, परति-प्रति, भणी.

હેતુવાચક—माटि.
રહિતાર્થક—विना, वंछि.
સહિતાર્થક—साथि, सिहित, सिउ-सूं
સાધનવાચક—थिकु.
તુલનાવાચક—समान.

## ઉભયાન્વયી અવ્યય

સમુચ્ચયવાચક—नइ, निं, नि.

વિકલ્પવાચક—का.

વિરોધવાચક—पणि.

સંબંધવાચક—(ज)-जा, जु-तु, जो-तो, जेम-(तेम), जेतलइ-एतलइ, एतलि, जिहारि-तिहारि, त्याहरि, ताहरिं, तोव्हारि, चलो, मही हु.

સં. किम् દ્વારા મળેલ कि પાદપૂરક તરીકે વપરાયો છે

ઉપર ક્રિયાપદનાં તથા વિભક્તિનાં સંખ્યાબંધ રૂપોમાં અન્ત્ય अ+इ, इ+उ અને अ+उ અસંયુક્ત તેમજ સંયુક્ત સ્થિતિમાં જોવા મળે છે. તેથી એ સ્પષ્ટ છે કે આ કૃતિની ભાષામાં મધ્યકાલીન ગુજરાતીની બીજી ભૂમિકા સચવાયેલી છે.



देहलकृत

# अभिवन-ऊझणूं

चउपाइ

विघनहरण लंबोदर देव, गिरुआ गणपति! करुं तुम सेव.
बाले हींगुलाज! तुम अणसरु, देहल भणइ अभिवन-उंझरुं. १
अहिलोचन वैरोचन जेअ, देवे दाणव मार्या तेह.
तेह तणी तां अस्त्री रही, शापिं डुंगरि वासि गइ. २
तिहां दाणवनि घरि जायो पुत्र, तिणि राखिउं तेहनूं घरसूत्र.
चार वरसनो दाणव थयो, घंघोडी लेइ रमवा गयो. ३
रमतु रमतु गउ मुनि तीरि, तप करता दीठा ऋषिवीर.
प्रणाम करी ऋषि लागो पायः "तप तणो अम आपो ठाय. ४
"कह, रे बाल! ताहरि पितानुं नाम,
तप तणो जिम आपउं ठाम."
तिहांथु दाणव घरि आवियु, तेणि संदेसु मातानि कहिउ: ५
"कहि, माता! माहरा पितानो नाम, तप तणूं जिम मागुं ठाम."
"ताहरा पितानूं नाम किम कहूं?
कृष्ण-भगां आपण वनमांहि रहूं. ६
दाणव मारिआ बासठी कोडि; काला मूरख! ए मति छोडि."
माता तणां वचन सांभली, चरणझाल्य मस्तक नीसरी. ७
तिहां थिकु दाणव ऊपर गयु, जई मिदाणवनो पासो लीउ.
"विषम पांजरूं घडी आपि, सूतार!
माहरि पडिउ छइ विषम विचार." ८

---

'चउपाइ' पछी ए। उ नमः। १ तुंम. ५ राषिउ. ९ नाम. ठाम.
१० आवयो. १३ मूरष १५ थिकू गयू

सारी धार कुहाडि धरी, वाढी मुहवि नि मोगरी,
वाढ्या आंब जाम्बू घणा, वासठि कोडि वाढिया लींबडा, ९
वाल्या सरघू संधू सार, तरवर वाढिआ भार अढार;
तेह तणूं तां पांजर घडयूं, सिउ सवा भार लोहडु जडयूं. १०
वासठि ताला विहितरि कडी, एह प्रकारि पेइ घडी
सूतार तेह पांजर नामुं करइ:
"एहमांहि पिहिलो पेसि ते निश्चइ मरइ." ११
पांजर जिवारि पूरूं थाय, मन हरख्या अहीलोचनराइ
मनछा पूतली तिहारइ घडी, लखी चीठी तेहनिं हाथइ धरी: १२
"जाउ, पूतली! तिणि ठाम, जिहां यादवनो होइ विसराम.
नाम वांची प्रभु, करज्यो काम." पाठीमाहि लखिउ परणाम. १३
तिहांथी पांजर उपाडयूं, तव नारायण-सीस चमकीउं
गंगजमन करि वींटी हाथि, तव धोती पहिरयां यदुनाथ. १४
रबभि जनोइ, जोसी करि टीपणूं, ब्राह्मणरूप ज लीधूं घणूं.
आघांपाछां जोसी ढगलां भरि;
'मूंहनि तूं भ्रांति ज केहनि करि? १५
हाथ, पग, मूह सरिखो वान, हूं ज णू तू माहरू यजमान.
जरासिंधु, डाहल, शिशुपाल, मुरु दाणव मारिउ निरवार. १६
नरकासुर निरदलु निरवाणि, अहिदाणवनां करूं वखाण."
"कहु, माहरा गुरु! हरि केवडा?"
"तुं सरिखा नि जाणे तूं जेवडा १७
तूं सरिखु नि तूं जेवडु, जाणूं कृष्ण तुझ प्रमाणि घडयु.
तूं मांहि रहइ तु माइ सोइ, बाला! पिम्नि प्रमाणूं जोइ" १८

---

२३ हरख्या. २४ लखी. २५ जिहां. २६ प्रभू लखिउ २७ उपाडयूं २८ यदुनाथ. २९. यभि. ३१ मारियो. यजमान ३२ जरासिंधू ३३ नरकासुर. निरदल. वखाण. ३४ सरिखा. ३५ सरिखु ३६ तू माइ रह.

पिसी दाणव परमाणूं लीइउं, तव नारायण तालूं दीउं.
"कां, रे माहरा गुरुजी ! तम्यो हासूं करु ?
जे जोईइं ते मुखि उचरु. १९

कृष्ण मारीनि सारिसुं काम,
तुमनि दूयारिका सारिखुं आपिसुं ठाम.
गुरु हूइ ते हासूं नवि करि." मांहिथी दाणव मूझी मरि. २०
"आगि हासि हिरणाखस हणो, हासिं दैत्य कोइ नवि गणो.
हासिं मारिउ वन्नर वालि, हासि वलि चांपिउ पइआल. २१
पैआलि पिसी मारिउ सांखुउ, हणिउ जरासिंध हासि जूउ.
हासि दंत दल्या शिशुपाल, हासि रावण रोलिउ काल. २२
हासि मारिउ मि मामो कंस, अवर दैत्यनो टालिउ वंस.
ते हासूं हवि तुझनि करुं, काला मूरिख ! ति किम मरुं ?" २३
माहि थिकु बोलइ दाणवराय, मनमां चींतिवि नवो उपायः
"जो तूं कृष्ण त्रिभुवनीकनाथ, एक वार दिउनि चुरंग बाथ." २४
"गुलिं मरि तेहनि विष किम दीजीइं ?
जीतूं-फलूं कहु किम हारीइं ?
घणि दिवसि माहरां सीधां काज,
ताहरां जूनां पूरविज [न] मेलूं आज." २५

मांहि थिकु दाणव ऊछलि, त्रिभुवनपति भार उपरि धरि.
मांहि थिकु जीव थिउ हवि मंद, तिहारि पांजरुं लीधूं कंधि. २६

दूहि

*तिहांथिउं पांजर उपाडीनि कृष्ण लेइ घरि आव्या.*
सोलसइ गोपांगना पूछवा लागां : "कांइ वस्त घरि लाव्या ?" २७

---

३७ लीइउ. दीउ. ३८ मुपि. ३९ सारिसु. कांम. सारिषु. आपिसु. ४१ हिरणाषम. ४३ सांपुउ. ४४ शिसूपाल. ४६ मूरिष. ४७ माहिथिकू. ४८ त्रिभूवनीकनाथ. ५२ मांहिथिकू. ५४ गोपांगनां.

पहिलीं तां सीखामण दीधी : "कोइ म जोसो पेइ."
सुभद्रानिं तां कूंची आपी गया छइ तालां देइ. २८

नणंद प्रति भोजाइ वीनवि : "आपण पेइ जोसूं.
कृष्णजी तु काइ न जाणि तिम ज तालां देसूं." २९

सुभद्राइं तां पेइ उघाडी, मांहि न दींठूं कांइ.
एतलइ वदन विकास ज पामिउं, जीव सांचरिउ मांही. ३०

सुभद्राइ तां कृष्ण तेडाव्या; "जोज्यो कांइ उतपात.
माहरइ उदरि कूंयर हयनो, सरीर करि उपघात." ३१

भाई वांचि निं विहिन सांभलइ, मांहीथी सीखी लीधुं.
सुभद्रानिं तां नींद्र आवी, दैत्य हूंकारु दीधु. ३२

कृष्णजीइं तां ईम ज कहीउं : "ए हूंकारु लाघु."
छ दनंतर पूरां वांच्यां, सातमि पुस्तक बांधुं. ३३

कृष्णजीइ तां ईम ज कहीउं : "बाई ! ई कूडूं कीधूं.
हवि विस्तार घणु वधारु, विरी पूरूं लीधूं." ३४

चउपाइ

श्रवण नक्षत्र दिन आदित्यवार, तेणि दिन जनम्या राजकुमार.
चंद्रमुखो बालो, पाए पदम, तेहनूं नाम धरुं छइ अभिवन. ३५

विहु परि पूरु जनमिउ बाल, कुरवदल तणो सिंगाल.
जेह थकी रहिसइ घरसूत्र, सुभद्रा जनमिउ एहवो पुत्र. ३६

दूढि

बालानि तु जनमोतरी जोवरावीइ, तिहां तेडिउ जोसी सुजाण.
"बालानि जीवी थोडी, जोखिम घणां, कुटुंबमांहि को काल;
अक्षर आवी एहवो उपजि." ३७

---

५५ सीयामण ५६ सूभद्रानि. ५७ नणंद. ५८ तू. ५९ सूभद्राइं. ६१ सूभद्राइ. जोग्यो. ६३ सीपी. ६४ सूभद्रानि. दीधूं. ६५ लाधू. ६६ वाधु ६७ ता. ६८ दीधूं. ६९ राजकुमार. ७० चद्रमुखो. ७१ पपि. पिंगाल. ७२ सूभद्रा. चमनिउ. ७३ सूजाण. ७४ जोषिम.

अभिवनकुंयर जनमिया, वरत्यां छइ मंगल च्यारि.
वडि राजि वधामणी, मुगता कीधा भंडार.
हीर चीर नि माणक्यमोती, आप्या तेजी–तोखार. ३८

अभिवनकुंयर जनमिया नि वधामणीआ जाइ;
जीम सोनानी भीम आपी, हयवर आप्या राइ. ३९

पांच वेढ अरजणे आप्या, खीरोदक खीरवास.
नकुल पांडव एम वासणीया : " लि तूं घोडा लासि. " ४०

" पांच गाम पसाइ आप्यां, " कहि कुंतादे माइ.
सिहिदे जोसी एम वासणिया : " लि तूं लाख सवाय. " ४१

घालि पग रथ–माइं परठ्यु, वागु द्रमद्रमकार रे.
जेतलइ वालो हींडवा लागो, संभ्या देव मुरारि : ४२

" बाई ! भाणेज अमनिं तेडावो, रमवा तेडी जाइ रे.
सहुकां–मांहि अमनिं वाल्हु, मुह उपरि सूं क्हीइं रे ? " ४३

कृष्णइ तां केसरीनि आपिउ, जाणिउं केसरि खासि.
बाल आवतु केसरी कानि झालिउ, आपि पडीउ सांसि. ४४

एतलि कृष्ण उजाइ आव्या : " ए सूं कीधउं, बाल ?
तरणा उपरि केहु कूहाडो ? तूं कालनो काल. ४५

तूं भाणेज नहि पणि सूधु विरी, कहु केही परि कीजि ?
पछि पृथवी मारी लेसइ, ते पणि पहिलूं दीजइ " ४६

मा परति अभेवन वीनवइ : " हूं मामा साथि नही जाउं.
मामो वनमाहि तेडी जाइ, निहां देखाडी हाऊ. " ४७

ढाल

मिहिलां ते मंगल गाइ रे, सनमुख आवी बोली मिलडी.
अगनि कोणिमां वायस बोलि, मिलडी सुहुण विचार : ४८

---

७७ तोषार. ७९ जीभ. ८० पीरोदक पीरवास. ८१ नकूल. ८२. गाम. ८३ वासणया. लाप. ८७ वाल्हू. ८८ पासि ९२ तू. सूधु कहू. ९५ देपाडी. ९६ सनमुष.

"ए कन्या तां पाछी आवि, तेहनो धणी सरगि सधावि."
तिह्यरि कोपो ते राजानो साथ रे,
मिलडी उपरि वाहिया हाथ रे. ४९

राय विराट तां लगन पाठवि, हलहल नि करुं हेरकांनि रे.
वर नि कन्या पोढां थयां त्याहरि, वेगि तां लगन वधावीउं. ५०

हरख्यां ते कुंताभात रे, हरख्यां ते राणी सुभद्रा.
हरखिउ ते पांडवनो परिवार रे, वेगिं तां लगन वधावीउं. ५१

ठाकुरजीइ आयस दीधाः "कंकोतरी लखावु.
देशदेशना मोटा राया, ते तां सघला तेडावु." ५२

अरजनराणे रे बांधी कंकोतरी, ते तां सरगभवनि जाइ रे,
सेम अठथासी नुंहुंतरथा, इंद्रनि करि परिणाम रे;
अरजण–राणि बांधी कंकोतरी रे. ५३

अभिवन प्रति कृष्ण बोल्या: "सांभलि, भाणिज! वात.
पितरीउ ताहरु कोइ न परणिउ, न परणिउ ताहरु तात रे. ५४

अति काली छि अति कूबडी, अति भूंडी नि अति दूवली.
हसतां गाले पडि खाडा जेह नारी, मोटि पेटि ससरा नि भार. ५५

अंगुठानि पासि अंगुली वडी, लांबा दांत जाणे लाहुर मिली.
अति ऊंची अति नीची नारी,
अभिवन! तेहनूं आंगणूं निवारि." ५६

"अति कालु नि अति कूबडो, अति भूंडो नि अति दूवलो,
अति ऊंचो नि अति भरुआडि,
पछी किहिसि न कहुं, उत्तरा–कूंआरी रे!" ५७

---

१०० हरकानि. १०१ थया. १०२ हरप्यां सुभदरा. १०३ हरषिउ. १०४ ठाकुरजीइ. लषावु ११० पितरीउ. ११२ षाडा. ११३ वडि. ११४ तेहनो.

ठाकुरजीइ आयम दीधा: "वेगि जान जोतरावो
देसदेसना घोडा किहाडा, ते सघला पलणावो." ५८

कालपंस घोडा नि किहाडा, हंस, मोर, सुकराण',
भाडेचा नि भला भूंगरा, ने तेजी खुरसाणा. ५९

सूंडाला मांहि करि मारसी, डमरु-डाक डकंता,
अढार मोटा सामल सामटा, सेस नाग सलकंता. ६०

आंबा सेनि तरवर छाहिउ, डंबर छाहिउ भाण.
अभियनकूंयरनी जान पुहुती, बार जोयण मेलाण. ६०

ढाल

चालोनि, वाइ! आपण जाननि जोवा रे, आपण जाईइ रे.
मूहूने जान जोवा कोड रे, जान जोइनि घर जोईइ. ६२

जोइ सासू ते सुभद्रा, मांहि जानि कूंता महासती रे.
जानि ते त्रिलोकनाथ रे, वेग करी जान जोईइ रे. ६३

सोल गज पुहुली नि लांबी ते परिअच अणावो,
देसदेसना मोटा राजा, ते आडी धरावो. ६४

परि परि आवी लागा पूछवा, न देखि वरतणो उपचार रे.
जोइ जान पाछां वल्यां, पछि भीम नयरमांहि जाइ रे. ६५

जाणे मूलजोगां मंडाण रे. एक वरस आगि रहीय.
भीम कहि निः "आवो तमे सामटा रे,
भरि भरि पाछा पाय रे." ६६

तिहारिं दुहु दिशि मागा जाय रे,
आणीनि कीधा मीर्मि एकठा रे.

---

११७ ठाकुरजीइ. जान जोत्रावो. ११९ काल्पम. १२० पुरसाणा. १२१ एक रूडा कडकना. देदना 'उत्तरानु ऊझणू'ना आधारे आ चरण सुधारी लीधु छे १२२ सेप १२४ पूहुती १२५ आननि १२६ जान. १२७ सूभदरा. १२८ आन. १२९ पूहूली. १३१ देपि. १३२ जान. १३४ सामट.

घालि घालि तव वक्ष मझारि रे,
जिम बांधीइ भारु चारि रे. ६७

एह्वा मल्वानां भर्ला हेत रे, जाणे वलगु उचीतु प्रेत रे.
रांधणीया थइया अचेत रे, एह्वा मल्वाना परमाण रे. ६८

रांधणीया तां मेहल्या मांड रे, एकना जंत उडीनि जाय रे.
एक लागि ठि मीमनि पाय रे, मलि मल्वानां एह्वां हेत रे. ६९
मीमडि ते कीधी चाल रे, मांडवनो कीधो हेवो टाल रे. ७०

हीरागल पाट पथराइ रे, अन्न नि उदक उहुरां लानियो रे.
सो नि मूह्डा शोधी सालि रे, सु नि मूडानी मगनी दालि रे. ७१
पंचास मूडानां कीधां पक्वान रे,
जमी रहीउ, मीमि मगाव्यां धान रे.
"वरकोदर ! म करिसि वाणि रे, घीनां कूंडां उहुरां आणि रे." ७२

लिइ कूंडानां गलां आमलि, घृत-धान एकठां सलसलि.
एह् मूरतिनो एह्वो रे विशेख,
कढाइइ अन्न न रहींउं रेख रे. ७३

एतलुं धान जमी करी, पाडी मीति गयो मीसरी.
भीमसेन राजा आगि करि अई राव:
"भोजन तां आव्यां भावि. ७४
प्रीसतां मनमूं मांडी वाणि,
नहीं तु एह्ना घरमांहि करतइ जाणि."

राउ विराटि कहिनराविउं आम:
"अमारि तु राज्या न पुहूच्यां धान
कोरा कण उचीतु म्हेलीउ" ७५

---

१३७ भला १३८ परमाण. १३९ ता मह्ल्या. माड. १४० मल्वाना एह्वा. १४२ उहूरा लावयो. १४३ नी सु. १४४ धान १४५ वाणि. उहूरा आणि १४६ धांन. सल्सली ,१४७ विशेष रेष. १४८ जमीं १५०, वाणि १५१ ध्यांन

कृष्ण राजाए वलतूं दीधूं ए मान, एह जतो जमि सहू जान;
आवीनि जोइ विराट तेणि ठाम, पूरण तां देखि पकवान. ७६

मांड्यां ते पाटि पाटली आडणी,
जिमवा विठा हसतनापुरधणी.
खीमसरी तां खाजां पूरि, लामण लाडू चूरांचूरि,
घीसि घृतखांड लाडू लिवाय, जिमवा विठा यादवराय. ७७

कपूरवास्यां घीस्यां घोल, आप्यां मछनसली तंबोल.
जिमि करीनि तृपता थया, पांडव जानिवासि गया. ७८

तिहां धवल दीइ सव नारि रे, सासु वर-वेहडूं लेइ जाइ रे.
मूठिमांहि अमूलि रतन पूराय रे, अभिवन परणेवा आवीया रे. ७९

पूंखि पूंखि सासू प्रेम करी, अभिवन गिउ मंहिरां सांचरी रे.
समि समो वरताव्यो जेम, मांमि नितर दूखवा जणावीआं रे;
तिहां हाथि तु हाथ मिलाइ रे. ८०

वरकन्या-आंखि पाटा बांधीया रे,
तिहारि वरति मंगल च्यार रे.
तिहां हासूं करि उत्तराकुंआरी रे,
तिहां वरकन्या जमि छि कंसार रे. ८१

तिहां जोइ छि सहू संसार रे, प्रेमिं ते पडलो पिहिरावइ रे.
कुंअरीनि कसणिं लाखणी दोरडी रे,
माथि ते नवगर राखडी रे. ८२

डोढि

माथि ते नवघर राखडी, टील्लं तपि नीलाट.

---

१५३ मांन, जोन. १५४ देपि. १५५ हसतंनागपूरधणी. १५६ पोमसरी. पाजां. १५७ घृतपांड. १५९ जांनिवासि. १६२ पूपि पूपि. १६३ दूषवा जणावीआ. १६४ तू. १६५ वरकन्या आंपि. १६६ वरकंन्या. १६८ लाषणी. रापडी. १६९ रापडी

वर .घाघरा खीटलां, झालि सोभंता नाग;
झगनीआं हीराजड्यां, झूलीए लीधो वाद. ८३
मस्तकि मुगटमणि, नि कंठि एकाउलि हार.
वांहिं बाजूबंध बिहिरखा, सरिखां ते मोती सार. ८४
पाय लासीणी वाणही, बींछीआ अणवट सार;
कसणि लासीणी दोरि, माथि ते नवगर रासडी रे. ८५
सोल जणी सोलि गोरी, सोल वडी जगीस;
मंदिरि मीतरि कूंयरी, आवि सामहीया बतरीस रे. ८६

चालि

संख नि वलि दूधि मरीउ, मांहिं तुलसीदल पान;
उत्तरानि आभरणे ठाहि, जिम सेनामांहि राजान. ८७
माहाराजा मामिहरुं पिहिरावइ रे,
पहिरावो ते पांडवनो परिवार रे;
हरख्यां ति राणी सुभद्रा, हरखिउ छि पांडवनो परिवार रे;
'वरत्यां छि मंगल च्यार रे. ८८
राय विराट दीइ छि मान रे, अवला मुखि गाइ गान रे;
राय विराट दीइ छि दान रे, वंदीजन बोलि छि गान रे. ८९
राजा युधिष्ठिर दिं भलां दान रे, जान-जुगति पहिरामणी रे.
पछि वलइ पांडवरायनी जान रे,
हूआं हस्तनापुरि मेहलाण रे;
अभिवन परणी आवीआ रे. ९०

---

१७० पीटलां १७१ हीराजड्या. १७३ बिहिरखा. सरिया १७४ लाधीणी. १७५ लाधीणी. रायडी. १७६ सोलि गारी १७८ सख. तूलसीदल पान. १८१ हरख्या. सूभद्रा. हरखिउ. १८२ वरत्या. १८३ मुखि. १८५ भला. जान जगति. १८६ पडवरायनी जान. हूआ. मेहलांण. आ पछी

"अरजन जइ आल्धरि मेहल्या, कोय न जाणइ राय;
हू तमारू दोरि माहि मागूं ते उपाय."

ए पंक्तिओ हस्तप्रतमां आवेली छे. ते पघाराानी लागे छे.

कुरवनिं तां एम कहिवरावीउं: 'मागूं घनंतर झूझ;'
अरजन तां जालंधर चाल्या, वीजूं सहु अवूझ. ९१

राइ दुरयोधनिं एम कहिवराविउं:
"राजा! वीनतडी अवधारि;
त्रिण दिवसमांहि झूझ ज आपु,
कां जाउ धरमदुआरि रे." ९२

राइं वीडूं ऊभारयुं, तिहां कर न ओडि कोई रे;
"कुलवट कीजइ आपणुं रे;"
आवीनइ भीमसेन करि जुहार रे. ९३

दूढि

जई जुहारया धरमनंदन, सीस नामिउं चक्रेण;
"हूं हुडंबाकंथ कवीरामारण, दैत्यसंघारण भीम;
हूं कांई न लहूं गढनु प्रवेश रे." ९४

आवीनि नकुल करि छिं जुहार,
जई जुहारया धरमनंदन, शीस नामिउं चक्रेण;
"किहि तु महीपड फेरवूं, सीधयूं तोरां काज;
परथवी करुं न-कुरवी; नूं राजा! करि अखंड राज." ९५

आवी निं सहिदे करि जुहार,
जई जुहारया धरमनंदन, "योगिणि मि जीतेण;

दूढि

जोगिणि जीती हरि छलुं, विष्णु जीतुं थाचि;
पृथिवी तोलूं एकि त्राजुइ, तु सहिदे हुं साच." ९६

---

१८८ कहिवरावीउ. १९५ भीम. २०० अखंड. २०४ हु.

आवीनि घटूह करि रे जुहार,
जई जुहारथा धरमनंदन, "धरमसुत, अरघारि,"
घटूकुंअर ईम वीनवि:
"राजा! तोरी समामाहि कवण विचार? ९७

कहि तु त्रिदल मदमिगल फलं लाइुआ, टोडर वंधूं पाज,
अग्यार क्षोहिणी दल करुं एकठा, ग्कणि वाणि घालि." ९८

आवीनि अभिनन करि जुहार रे,
जई जुहारथा धरमनंदन, मीश नामिउं चरेण,
राजामनि चिंता घणी, तु कुंअर सुणि न बोलाविउ,
सुणि न पुछी वात, अभिनन कुंअर एम वीनवि· ९९

"घरि नहीं अरजण तात रे,
घरि नहीं रि माहरु अरजण तात रे,
अजाण सिंधु पाडवनु साथ रे,
अरजण ता जालंधरि गया,
काई राय! मनि झाखा थया रे?" १००

"सामलो, सुभट! कहूं तूंहनि-गूझ,
राय दुर्योधन मागि झूझ रे,
चक्रावेध-जूर मागि द्रोण, तिहां झूझवा जासि कोण?" १०१

"बापु पाट मूंहनि रणह मझारि,
सांभलो राज सहिदि, विचारि,
पिता-पाटि पुत्र जातीइ, वहीना लिख्या कहु किम छूटींइं?" १०२

राय भणि "मूगु अभिनन, सूं किम जाणि झूझ?
बालि वेसि-बोलि पगू, पाटन सघल अगूझ" १०३

---

२०७ घटूकु २०९ एकठा २१० अभिनव २१३ अभिनव २१५ पाडवनु
२१६ जालंधरी झाखा २१७ सूझ २१९ बापू २२० पुत्र २२३ झूझ

"जहींई हूं उदरि-जनेता उपनों, परि परि करूं विचार;
माहाव मनि अजर भयु, हूं न दाखूं नीसार. १०४

पहिलो गढ पाषाण, नि बीजि लोढूं, त्रीजि त्रांबूं,
चूथि शीसूं, पांचमि सौवीर;
छठि सोनूं झलहलि, सातमि रूपारेलि. १०५

अवलिसवलि रामति रमूं, सूणि, राय! मारी वात;"
अभिवन कूंअर ईम वीनवइ: "वरूं घनंतर सात." १०६

भीम भत्रीजानूं पारिखूं जोइ, लेइ सांगि अर्धनि मांहि खोहि;
धाइ धाइ वालो करि शतखंड, तेहनां भामणां लि भीम भुजदंड.
भीमनो धरणि न लागइ पाय, मनि हरख्या युधिष्ठिर राय. १०७

चालि

तिहां मांडिउ छि युधिष्ठिर सोवनपाटि, मोतीनु चुक पूरावीउ.
तेहनि लूण उतारि छि राय, भीमडो लि रूडां भामणां
तेहनि वधावि वरनारि, सूकडि केसर छांटणां १०८

त्रूटक

सूकडि केसर-छांटणां, नि माहि सरहां नि सींदूर;
अतिघणां वाजित्र वाजीयां, नि वाजीयां त्रंबक तूर. १०९

ढोल ददामां दडदडि, वाल्या नीसाणे घाय;
भीमडो लिइ रूडां भामणां, लूण उतारि छइ राय. ११०

राग विराडी

"तूं कां विरांसीउ, धरमराजन! माहरा धरमना धोरी!
तूं कां वरांसीउ?
*विरांसीउ, कूंताना कूयार! माहरा धरमना धोरी!*
तूं कां विरासीउ? १११

---

२२४ भयू दाखू २३० पारिखू. केलीना थममाहि पारा पोहि. कवि देदना 'उत्तरानु कहणू'नी हस्तप्रतने आधारे आ चरण सुधारी लीधु छे. २३१ सतपड. भूअदड २३२ हरख्या. २३३ युधिष्ठिर. २३७ वाजीया. २३९ भामणा २४० वीरासीउ.

दूहि

धरमनंदन धूरि विमासु, मूढ मति म लाइ;
भीम नि नउुलु सहिदे वरास्या, बालि रणवट वांधि. ११२

सारंगधर रणि संग्राम जीता, यादव छप्पन्न कोडि;
रणवटि तेहनिं यांधीइ," रायनि कहि सुभद्रा दोइ कर जोडि,
"माहरा धर्मना धोरी! तूं का वरांसीउ?" ११३
"माहरी उभी उभी मावडी! म रोइ,
मावडी! रोयंतां लाजीजइ रे. ११४
मावडी! रोयंतां लाजीए, नयणे ज नीर कां आवि?
पंच पुत्र पंडुरायना, ते पणि विरुआ भावि. ११५
तम रोयंतां वसुदेव लाजइ, लाजि छप्पन कोडि;
धरमनंदननि आंगणि मलीय कोडाकोडि.
कौरव करसि काछडा, नि काछटि लागि खोडि. ११६
अरजन तां जालंधर चाल्या, सांसि पडीया राय;
माग कोई सूझि नही, जाइवानो ठाहि. ११७
राइं यींडूं उभारवूं; तिहां कर नोडि कोई;
कुलिवट कीजि आपणूं, उमी उमी मावडी! म रोइ;
मावडी! रोयंतां लाजीइ रे." ११८
"साह्मा मलिया मोगर दल घाड रे.
चाल! ति साह्मि साह्मि अणीइं चालवूं रे.
तूं कां माहरा धर्मना धोरी! तूं कां वरासीउ? ११९
साह्मि ते अणिइं चालवूं, ते बाणावलि अपार,"
सुभद्रा कहि: "तूं किम सहिस खडगप्राहार अपार? १२०
कुरवदल सनाहीयां, मांहि द्रोण द्रांद्रोकार,"
वांहि साहीं माता वूझवइ: "छोडउ, कूंअर! रणमाल." वांहि० १२१

---

२४२ विमासे. मूट. २४३ नकुल्ड. २४५ सुभद्रा २४९ पहूरायना.
२५१ रोयना. वसुदेव. २५२ घोडि. २५७ रोयता. २६२ सूभद्रा. षडगप्राहार.
२६३ कूरवदल. सनावहींया. २६४ मातानि.

रणिमाल ता छोडि नहीं, वालो न लहि वाणविवेक,
अपत्य–वालो लघ–वइ, माहरि छइ एक १२२

एक कुअर छि माहरइ," देवी सुभद्रा भाखि,
"पाडवानि कुल [माही] दीवु, अंबमाहि [जिम] साखि १२३

अवसर आणि आज आवी म मरि वाला! आलि,"
वाहि साही माता वूझवि "तु छोडउ कूयर! रणमाल,"
वाहि साही माता वूझवि १२४

"का रे माहरी वहुअर! दयामणी रे?
ताहरा दुख हुइ वे काहि मूहनिइं.
कोई साहसि न वहूअर छेटलु १२५

साहसि न ग्रहि तू छेडलु, नयणे काई न लावि नीर,
पिता ता वसुदेव लाजि, कहे तु तुमचु वीर १२६

छपन कोडी यादव लाजि, मन विमासी जोय,
ताहरा दुख हुइ ति कहि वहूअर कोई,
साहसि न ग्रहि तू छेडलु" १२७

"सती! ताहरि ठि पाडव पाच, राकडी तु रायु एकलु,
का भाजु अम्हारडी आस?
तमारा नकुलनिं रणि सिं न मोम्लु?
सु जाणि राजा युधिष्ठिर लीलविलास,
तमारु भीमडु दोडि रणि न मोक्लु? १२८

पूर्वछायु

सईन सनाहीया नकुलु, भीम भयंकर जाणि,
बाल लहूउ माहरि ठि एक, हुं आवी छूं रायतेडि रे" १२९

---

२६७ सूभद्रा भापि २६८ कूल साधि २७० तुमे २७२ दुय २७३ छोसि न वहूअर २७४ सहसि २७५ ता २७७ दुप २७८ सहसि २७९ राकडी २८१ सु लीलवीलास २८२ रणु

"गन्धारीना पुत्र भणीजि, ते कहिं म चांपि सीम;
अभिवन माता! मनि म जाणु, जां लगिं ऊभा भीम,
अभिवन रणि सनाहीउ." १३०

"अभिवन रणि सनाहीउ, हूं किम जीवूं, माय?
पुंठि पुत्र नही को धीलु, रांक मरीसु राय." १३१

## पूर्वछायु

"राय लाज्या, नकुलु सनाहीयु, भीमडि खांगुं जोनूं;
विल्आ अक्षर म दि रे माय! धरवरणी अर्जन तणी! १३२

वसुदेवनी वेदि, शिहिनि नाराय[ण]नि,
आंगणि ते दीइ छि रास;

कुरव करि रसे काछडा, ए हूं जाणूं सहुइ परि वात."
एहवां वचन कुंअर वदि. १३३

## त्रूटक

एहवां वचन श्रवणे सुणी, चरणि झाला मस्तकि नीसरी;
तेहनूं माथा खसिउं पागरण, तेणि त्रोडीउ नवसरि हार;
शोक धरि रे राणी सुभद्रा. १३४

फरकि फरकि रूंगूं आवि, सुभद्रा अन न भावि;
चडी कोशीशि चहु दिशि वाहि:
"हजी अरजन कां न आवि? १३५

एक पुत्रनी माय भणींजि, कालि सर्पि खाध;
अरजन तां जालंधर चाल्या, वालि रणवट बांध्य. १३६

एक आंखि अणआंखि ज मांहि, ते मुझ लागि छोह;
माहरि वाल्हडि तां रणवट बांधयिउ, हीयडूं न फाटि, लोह. १३७

२८६ अभिनव. २८९ धरीमू २९० धागु २९२ रचे जाणू २९६ धमिउ- २९८ रूनूं. ३०० पाव. ३०२ आंखि अणआंखि.

माहरु मदिमानु, नि येह्न परि सुधु,
कुण कहिसि रणि रुंधिउ ?
जेणि ऊसरीइ अर्जुन तु तेणि धुंसरीइ जूतु. १३८
एक पुत्र छि म्हनि घरि माई,
तेहन्नं घर सूनुं वाछु रणवटि जाइ;
वालानु पिता जु घरि ज होइ,
तु अभवननि रणि न मोकलि कोई. १३९
थान तणी मुखि आवि धाणि, ते कम समसि राणोराणि ? १४०
सीह तणी अरिणि भणी जि, सोइ किम सुणी जाय ?
माहरि बालुडि तां रणवट बांधउ,
राज करे तु राय ! " १४१
"कृष्ण रे वालिथि यमुनाजल डोहीउं,
फोडीउं सपत विशाल,
कंसनां कमल समारयां रे. १४२

ढुढि

कंसनां कमल समारयां, नाथियु कालीनाग;
वाल ति वामनि वासुदेवि मही भरी त्रिणि पाग, १४३
वालु हुतासन जग दहि, अथिर नि असमानि;
वालि ते यज्रनि थंभ फाटिउ, नही कहि समान. १४४
वालु ते वीसहर-डंक्णु, भार करि अरंप;
वालु दडुलो झोटावियु, यमुना ते दीधी झंप. १४५
वालु ते जलहर वरसणु, नीर भरि नवखंड;
परघल पाणी, अन्न-निसपति, आम करि अखंड. १४६

---

३०४ पयि. ३०५ जेणी ऊसरीड ३०८ थान मुपि पमसि ३१० सूनी.
३१२ समारया ३१३ कमना नाथयु ३१४ वामदर्वि ३१६ फाटिउ ३१७ अपप.
३१८ झोटावयु युमुना ३१९. नवपड. ३२० अपड.

बालु ते शशिहर ऊगमि, जे नवि रांडि ऊजास,
बालु ते अतिघण प्राण मंडि, माता! पूरण आस. १४७

बालु ते दिणयर ऊगमि, गाला छूटि गाइ;
वाछरू पयपान पामि, सांभलि, भोलि माई!" १४८

सहु मिली मंगल च्यारि गातु: 'अमर होज्यो बाल;'
मृदंग झालर भेर भूंगल, तविल ताल कंसाल. १४९

"बालि ते यमुनाजल डोहीउं, फोडीउं सपत पिआल;
कंसनां कमल समारयां रे. १५०

पूर्वछायु

बालु केशरि वनि वसि, ति भग्ग हस्तीनां यूथ त्रासि;
बालु रतन अमूलिक होइ, मात! ते परमारथ जोइ रे. १५१

केसरि लहुडु गइ वडु, ए दल अवदल विनाण,
लंठ वटाइ सूं करि? वडूं न क्षत्रप्रमाण. १५२

हूं केसरि, हूं आगमो, हणिउ गयंदा-माण;
पृथिवी करूं न-त्रूरवी, तु तूं-जाय प्रमाण." १५३

राय भणि: "भीमडा! अवधारि,
सांभलो, राजा, सहिदे-विचार;
पाणिग्रहण तणूं परिमाण, वेगि करी ऊझणूं आणि." १५४

चालि

भीमसेननि आयस दीधां, स्वारी तेडाव्यां;
राजू काजो रूप रतनो वेगि करीनि आव्या. १५५

वेगि करी स्वारी आव्या, राइं दीधां मान;
सारि वागि सहू पहिराव्यां, आप्यां फोफलपान. १५६

पिहिलू तां स्वारी बोल्यो: "राजा! तूं अविधारि,
छूटि कनाडी त्रीछि कानि सांढडीउं सिं च्यार. १५७

---

३२१ पडि. ३२५ होवो. ३२७ सपतिआल. ३४० फोफलपांन.

रमकझमक ते ठमकि चालि, जिम आसाढी पूर;
जांहरि पग पागडि परठिउ, देश न थाइ दूर." १५८

जिम सीचाणू शर न फरि, तिम तिम परठि पाय;
पांच वीस पंचासी जोयण रवि आथमति जाय." १५९

वीजु तां रवारी बोलिउ: "राजा! वचन सूणेय;
पांच सइ सांढडीउं माहरि, हुंकारी परि सूणेय. १६०

काली भमहि काला सरवण, मांहि मजीठी वान;
चामडीउनि वांहू न छवि, ते किम सहिसइ पानी?" १६१

त्रीजो तां रवारी बोलिउ: "सांभलि राजा! वात;
छूटि कबाडी त्रिछि कांनि सांढडीउं सिं सात. १६२

नोलमुंही मांकडी मजीठी, अणिख तणखा कानि;
सास फरुकि जोअण जाइ, जिम वंतोलई पान." १६३

चोथो तां रवारी बोलिउ: "सांभलि राजा! रलीय,
जे सोल सिं सांढडीउं माहरि, नथी केहनि वलीय. १६४

पव[न]वेगथी पहिली चालि, जिम वरसालि मेह;
आंखि फरुकि जोअण जाइ, लाइ धरतीनो छेक. १६५

विठी पानी क्षुर मांडि, मुहराणी मुकराणी;
आज मिं खुरसाणीनी वाडी भेली,
पाछी हुंकारी घरि आणी. १६६

ते मांहिं अरघी गरढी ते पण टाली, मुकराणी घरि आणी;
ते सांढडीआं ते असवारां, पेट न हालि पाणी." १६७

भीमसेनलि आयस दीधां: "सोहुजी सांढि पल्हाणो,
पंथ खेडीनि करु प्रीयाणूं, जइ वेगि उत्तरा आणो." १६८

---

३४१ पिह्लि ता. ३४५ सर. ३४७ वीजू ३४८ साडडीउ. हकारी. ३५० पानी. ३५३ नुल्मुही मांकडा. 'नोलमोही माकडी मजीठा.' (देदकृत 'उत्तरानुं ऊजणु'—अप्रगट) अणिप तणपा. ३५५ ता ३५८ आंपि. ३६० पूरसाणीनी. हकारी. ३६१ मूकराणो. ३६३ साढि. ३६४ गेढीनि. उत्तर.

